શ્રીહરિઃ

(...શા અને નિત્ય પૂજનમાં પાઠ કરવાની ...)

શ્રીમદ્

# ...मायण-भागवत-सार॥

...પીગીત-અને-શ્રીજીની નામાવલી.

પદ્યમાં રચનાર.

મોહર શિવરામ શર્મા દ્વારકા.

હાલ કોડીનાર.

પ્રસિદ્ધ કર્ત્તા પોતે.


આવૃત્તિ ૧ લી     પ્રત ૫૦૦.

. ૧૯૮૦ છપાવવાની છુટ. સને ૧૯૨૪.

... ભેટ ગુટકા છપાવવા યથાશક્તિ

...નું હવેની આવૃત્તિમાં નામ પ્રસિદ્ધ

કરવામાં આવશે ).

કિંમત અમૂલ્ય.

શ્રીહરિ:

(નવરાશ અને નિત્ય પૂજનમાં પાઠ કરવાની ભેટ)

શ્રીમદ્

# ॥रामायण-भागवत-सार॥

## શ્રી ગોપીગીત-અને-શ્રીજીની નામાવલી.

પદ્યમાં રચનાર.


**દામોદર શિવરામ શર્મા દ્વારકા.**

હાલ કોડીનાર.



**પ્રસિદ્ધ કર્ત્તા પોતે.**

આવૃત્તિ ૧ લી      પ્રત ૫૦૦.

સંવત ૧૯૨૦ છપાવવાની છૂટ. સને ૧૯૭૬.


(બીજી ભેટ ગુટકા છપાવવા યથાશક્તિ સહાયકનું હવેની આવૃત્તિમાં નામ પ્રસિદ્ધ કરવામાં આવશે).

**કિંમત અમૂલ્ય.**

# પ્રસ્તાવના.

વિદ્યા અખૂટ છે આયુંષ્ય અલ્પ છે વિઘ્નો અનેક છે જેથી જન્મમરણના ફેરામાંથી મુક્ત થવું એ મનુષ્ય જન્મની સાર્થકતા છે.

હાલના જંજાલી જમાનામાં નિર્વાહનું સાધન અઘરૂં હોવાથી એક ક્ષણ પણ નવરાશ અને શાંતિ મળતી નથી, તેથી વેદ શાસ્ત્ર અને ધર્મ નીતિના મૂખ્ય ગ્રંથો સાંભળવા કે સ્મરણ કરવાનો અવકાશ મળતો નથી કલિયુગમાં હિંદુ જનસમાજનું કલ્યાણ થવા શ્રીરામાયણ અને ભાગવત કથા સેવન કરવા યોગ્ય છે એવા ધર્મ શિક્ષણના અભાવથી માનવમંડળ પશુ વૃત્તિને પામે માટે નવરાશ અને નિત્ય સેવા સમયે કાંઇક પણ, ધર્મ રહસ્ય સમજવા શ્રી સનાતન ધર્મ ભક્તોને આ ગુટકો અર્પણ

કરવામાં આવે છે સુધારો વધારો દર્શાવનારનો આભાર માનવામાં આવશે. મૂખ્ય મૂખ્ય આખ્યાનો દરેકનું જૂદા જૂદા રાગનું છોટું પદ રચાએલાની **आख्यानिका** પોથી છપાવનારને આપવામાં આવશે.

સીલક હશે તો મોકલવા ભેટના ભાવિકો એ દરેક પ્રત દીઠ અડધા આંનાની ટિકીટ મોકલવી.

કોડીનાર—રંગપંચમી<br>સંવત ૧૯૭૬.<br>મંગલવાર તારીખ<br>૯ માર્ચ સને ૧૯૨૦

દામોદર શિવરામ શર્મા

ના જયશ્રીહરિ.

શ્રી

# અનુક્રમણિકા.

६

श्री

# ॥ रामायण सार. ॥



## ॥ श्री तुलसीदासजीनुं जीवन चरित्र ॥



### सवैया.



શ્રીવર સીતા રામ રઘુવર,
વ્યંકટેશ પદમાં નમતાંય;
ગોસ્વામી શ્રી તુલસીકૃત,
રામાયણ ગાન વિષે ચિતરહાય.
તુલસીદાસ પ્રથમ કામી જો,
પછી સ્વપત્નિએ કહેતાંય;
જ્ઞાનોદયથી સંત વદાયા,
પ્રેત રીઝતાં કામ સધાય. ૧
તે ભેટાવે હનુમાનને,

એથી લક્ષ્મણુ રામ મળાય;
શ્રી વર પ્રસન્નથી કાશીમાં,
રામાયણુ ભાષાંતર થાય.
પંડિત સભા વિશે પૂજાયા,
રામ ભક્તને પજવે જેય;
ભૈરવ દિલ્લીશાહ ચેટકી;
પરચો મળતાં દાસ બનેય. ૨
વિપ્ર મર્ણુમાં સતી ટકાતી,
સંજીવન પતિને કરતાય;
બ્રહ્મ હનન પાતકથી એમજ,
બ્રાહ્મણુને છોડાવે ત્યાંય.
સૂરદાસને તુલસીદાસજ,
ભેટ લઈ સતસંગ કરેય;
રામકથાથી કેશવદાસજ,
પ્રેત દશાથી મુક્તિ લેય. ૩
વૃદાંવનમાં 'જ્ઞાન ગોદડી',
ના પંડિત પરશુરામેય;

કૃષ્ણ નિહાળી રામ ધનુષધર,
મૂર્તિથી વિસ્મય પામેય.
ગોસ્વામી શ્રી તુલસીદાસ,
તણું આ જીવન ચરિત વંચાય;
તો ભવ બંધન જાય ભજનથી,
પ્રેમે અભય પદે પ્હોંચાય. ૪

---

## ॥ महात्म्य. ॥

### સવૈયા.

રામાયણનું મ્હાત્મ્ય મનોહર,
વર્ણન સાતે કાંડ તણુંય;
કથા શ્રવણથી ઈશ્વર સ્હાયે,
યમની બ્હીક ન રહે અણુંય;
અજામીલ સમ વિષ્ણુ પાર્ષદ,
રામભક્તને સ્હાયે ખાસ;
દ્રવિડ રાયની પુત્રીમાંથી,
પુત્ર બનાવે તુલસીદાસ. ૫
અનંત મહિમા છે એવો તો,

કલિયુગે શ્રી રામ કથાય;
શ્રદ્ધા ભાવે સ્મરણ શ્રવણ કર
હવે શરૂ રામાયણ થાય.

---

## १ ॥ बालकांड. ॥

### સવૈયા.

બાલકંડને પ્રારંભે તો,
મંગલા ચરણ નામ સ્મરાય;
પંચ દેવ આરમ્ભે પ્રણમું,
ગુરૂ વંદન સંતો મહિમાય. ૬
ગોસ્વામિ પણ નમે અધમને,
ગુણ દોષો મય જગ રચનાય;
ગ્રંથકારનો વિનય અલૌકિક,
રામ કથાઽમૃત મહાત્મ્ય ગવાય.
અવધપુરી સહ જનક પતિને,
શ્રી હનુંમંતે પ્રથમ નમાય;
રામ નામ મહિમા છે અકથિત,

તુલસીદાસ અનન્ય સખાય. ૭
પ્રથમ કથા શિવ કહે ઉમાને,
કાક ભુષંડ પછી શિશુ થાય;
યાજ્ઞ વલ્કયને તેણે બોધી,
ભરદ્વાજ એના શ્રોતાય.
શત કોટી રામાયણ તેમાં,
વાલ્મિકજી ને તુલસીદાસ;
ગિરિધર આદી ભાષા કવિયો,
સ્તવે સ્વભાષે કથા પ્રકાશ. ૮
માનસ સરોવરી વર્ણનથી,
કથા પ્રસંગજ ચાલુ થાય;
યાજ્ઞ વલ્કયને ભરદ્વાજના,
સંવાદે કલ્યાણ સધાય.
શિવજી અગસ્ત્ય વચ્ચે એવી,
જ્ઞાન ગંગ સરિતા રેલાય;
ઉમા પરીક્ષા: કરે રામની,
જેથી સંકટ ગહન છવાય. ૯

શિવે ઉમાનો ત્યાગજ કીધો,
દક્ષ યજ્ઞમાં ઉમિયા જાય;
ત્યાં અપમાને દેહ જળાવ્યો,
વીર ભદ્ર શિવજી ગણ ધાય.
કર્યો યજ્ઞમાં ભંગજ તેણે,
ફરી ઉમા ગિરિજા સરજાય;
શ્રી નારદથી લૈ ઉપદેશજ,
સતી પાર્વતી તપ કરતાય ૧૦
સપ્ત ઋષીએ કરી પરીક્ષા,
શ્રી ગિરિજા શ્રી શિવે વરાય;
કામદેવના અતી વેગથી,
સકળ જગત બહુ વ્યાકુળ થાય.
ત્રિલોચને શિવ તેને બાળે,
શિવ વિવાહમાં જાન જતાંય;
વિચિત્ર લીલા ભય મય પેખી,
ગિરીજાની માતા ખેદાય. ૧૧
પૂર્વ કથા ઉમિમાની સુણતા,

પછી સહુકો આનંદાય;
જન્મ થયો કાર્તિક સ્વામીનો,
રામ કથાઽમૃત ગિરિજા ન્હાય.
શિવ ઉમિયા વચ જ્ઞાન ગવાયે,
કથા જલંધરની ચરચાય;
શીલનિધી નૃપની કન્યાથી,
લગ્ન થવા નારદ લલચાય. ૧૨
સુંદર રૂપ પ્રભુથી માગે,
પણ વાનર મુખ સહજ રચાય;
એથી હાસ્ય રૂષિનું હોતાં,
તેણે ઈશ્વરને શાપ્યાંય.
રામ રૂપ અવતાર ધરાયો,
પૃથ્વીનોતો ભાર હરાય;
મનુ સ્વયંભુવ પ્રતાપ ભાનું,
એક તનુની વાત વદાય. ૧૩
કપટ મુની થૈ એકતનું તે,
પ્રતાપને દેવાડે શાપ;

જેથી રાવણ કુંભકરણને,
જન્મ વિભીષણ જો સંતાપ.
તેઓએ તપ ઉગ્ર કર્યાથી,
શ્રી બ્રહ્મા વરદાન જ દેય;
દુષ્ટ મતિ રાવણને ઉપજી,
પણ અભિમાન ન કોનું રહેય. ૧૪
રાજા બલી તથા વાલીને,
અંગદ સહસ્ત્ર અર્જુન તેમ;
નળ કુબેર વિપ્રો ઉર્વશીથી,
બહુ દબાયો રાવણ એમ.
સીતા જન્મ વળી શ્રી પૃથ્વી,
ગાય વેષથી રૂષિઓ સાથ;
બ્રહ્મા પાસ જતાં તેઓએ,
સ્તવને મગ્ન કર્યા શ્રીનાથ. ૧૫
અભય દાન શ્રી હરિયે આપ્યું,
દશરથને ત્યાં જન્મ ધરાય;
રાવણ પ્રત્યે વેર દિલિપથી,

કૌશલ્યા માતા ઠરતાય.
દશરથ યજ્ઞે અગ્નિ પોતે,
દુધ પાક લૈ હાથ પ્રસાદ;
ત્રણ રાણીને દેતાં તેઓ,
ગર્ભ ધારણે ટળ્યો પ્રમાદ. ૧૬
લક્ષ્મણ ભરત અને શતૃઘ્નજ,
જન્મ્યા રઘુપતિ રાજારામ;
રામચંદ્રને સ્તવે કૌશલ્યા,
બાલચરિત્ર કરે ઘનશ્યામ.
પ્રભુ જન્મ તક દશરથ ઉજવે,
મુની વસિષ્ટ ભવિષ ભાખેય;
વિરાટ રૂપ જુએ કૌશલ્યા,
હનુંમાન શ્રી રામ મળેય. ૧૭
દિવ્ય ચરિત્રો શ્રી રઘુવરનાં,
યજ્ઞ તણી રક્ષા કરવાય;
વિશ્વામિત્ર અયોધ્યે આવ્યા,
બન્ને ભ્રાતાને લેવાય.

દશરથ કહે મુનિવરને કે,
રામ ઉદાસ દિસે તો આપ;
શંકા દુર કરો તેઓની,
તત્ત્વ જણાવી ટાળો તાપ. ૧૮
સમાધાન શ્રી વસિષ્ટ દેતે,
**યોગ વસિષ્ટ પુરાણ** વદાય;
શ્રવણ મનનથી તે અનુભવતાં,
નરથી નારાયણ પદ છાય.
લક્ષ્મણ રામ યુગલ જોડીને,
યજ્ઞ રક્ષવા સોપે તાત;
હણી તાડિકા મરિચ સુબાહુ,
તેનો મોક્ષ કરે સાક્ષાત. ૧૯
પછી જનકપુર પંથ વિચરતાં,
ગૌતમ સ્ત્રીનો શાપ હરાય;
શિલા મહીંથી કરી અહલ્યા,
શ્રી ગંગાજી જન્મ ગવાય;
સગરવંશ વિસ્તાર કથાજો,

એમ જનકપુર સૌ પ્હોંચ્યાય,
મળી તેમને નગર નિહાળે,
દર્શનથી આનંદ વધાય. ૨૦
રામ જાનકી હો સંબંધી,
એમ જનોની આતુરતાય;
નયન મિલન બગિચામાં હોતા,
અગાધ પ્રેમ સુધા વરષાય.
ઉમા થકી વરદાન મેળવી,
શ્રી સીતા પાછા ફરતાય;
ત્યારે તેની છબી નિહાળી,
શ્રી રાઘવ વરણુન કરતાય. ૨૧
જેના તેના ભાવ પ્રમાણે,
રઘુનાથ દર્શન દેતાય;
લક્ષ્મણરામ સ્વરૂપજ દૈવી,
મુનિઓ સાથ ધનુષ્યે જાય.
અન્ય નૃપોને ક્ષોભ થયો છે,
શ્રી સીતાનું ભવ્ય સ્વરૂપ;

ચાપ તોડવા બાણાસુર ને,
રાવણ વ્યર્થ થયા જન ભૂપ. ૨૨
જનક નિરાશે લક્ષ્મણ કોપ્યા,
રામ રૂષીની લઇ આજ્ઞાય;
જઇ સ્વયંવર પિનાક તોડ્યું,
શ્રીરામ સમર્થ છે સંજ્ઞાય.
સીતાએ શ્રીરામ પ્રભુને,
હોંશે પ્હેરાવી વરમાળ;
પરશુરામ સક્રોધે આવ્યા,
ત્યાં લક્ષ્મણ બનતા વિક્રાળ. ૨૩
પણ શ્રીરામ વદે નીતિમય,
અંત શમ્યા શ્રી પરશુરામ;
રામ પ્રતાપ કળી આરાધે,
પછી વને જઇ લે વિશ્રામ.
જનક અવધ કંકોત્રિ મૂકે,
અહીં લગ્ન ક્રમ આરંભાય;
ઉભરાયે આનંદ દશરથે,

ઠાઠ સાથ મિથિલાપુર જાય. ૨૪
સામૈયું દશરથનું હોતાં,
મળ્યા વસિષ્ટ અને ભ્રાતાય;
રામ સીતાના લગ્ન ઉત્સવે,
હોંશે સૌ સેવા કરતાય;
રામ તણી વરણાગી અકળિત.
થયા ભ્રાત ચારેના લગ્ન;
હય વેવાઇ દાન વિપુલ દે,
સદા ગવાય સ્વયંવર યજ્ઞ. ૨૫

---

## २ ॥ अयोध्याकांड. ॥

### સવૈયા.

રસિક અયોધ્યા કાંડ મનન લ્યો,
શિવને નમન કરૂં સુખકંદ;
અવધપુરીમાં સીતારામજ,
વિવિધ વિલાસ કરે આનંદ.
વિશ્વાવસુ અને શ્રી નારદ,

રામ પ્રભુના કરતા ગાન;
રામ રાજ્ય અભિષેક મનોરથ,
દશરથ મનનું મૂખ્ય નિશાન. ૨૬
રાણી વાસ રીઝે એથી પણ,
દુષ્ટોનો સંહાર ન થાય;
સૌ દેવો એ તો શારદને
મુકે મંથરાદાસી કાય.
કુમતિથી કૈકથી કો પાણી,
દશરથ પુછે કારણ ક્રોધ;
રામ જાય વનવાસ ભરતને,
રાજ પાટનો યોજો યોગ. ૨૭
એ સુણતાં થૈ દશરથ મૂર્છા,
રામ પ્રભુ ધીરજ દેતાય;
થયો પ્રજા માતાને ખેદજ,
તોપણ આશિષ લૈ વનજાય.
સમાધાન દશરથનું કીધું,
રામ જાનકી લક્ષ્મણ સાથ;

વને જતાં સૌ કો શોકાયે,
સુંગ વેર પુર પ્હોચ્યા નાથ. ૨૮

ગુહ રાજાએ સ્વાગત કીધું,
કેવટથી મંગાવી નાવ;

ગંગાપાર પ્રયાણ કરે પણ,
કેવટ રમે વિનયમય દાવ;
શિલા મહીંથી કરી અહલ્યા,
તમ સ્પર્શે નૌકા નર થાય;
પદ પ્રક્ષાલન તો કરવા દો,
પ્રભુ સ્વિકારે તે સેવાય. ૨૯
સ્મરે નિરંતર રૂષી મુનિ પણ,
સ્વપ્નામાંય ન આવે શ્યામ;
તે કેવટના ભક્તિ ભાવે,
ચર્ણામૃત સુખ આપે રામ;
સમર્થ શ્રી જગદીશ પલકમાં,
સાતે સાગર પાર કરેય.
પણ નરલીલામાં કેવટથી,
ગંગા પાર પ્રભુ ઉતરેય. ૩૦

એકોત્તેર તરી તે પેઢી,
અનઘન વંશ પશુ યશ છાય;
ધન્ય ધન્ય કેવટ તવ ભક્તિ,
સાયુજ મુક્તિ સ્વયમ પમાય;
શ્રી ગંગાજી આશિષ દે છે,
ગુહ રાજા પણ સાથ થતાય;
ભરદ્વાજને રહી આશ્રમે,
પ્રયાગથી આજ્ઞા લૈ જાય. ૩૧
વાલ્મિકજી ને મળી રામજી,
ચિત્રકૂટમાં લે વિશ્રામ;
પુરી અયોધ્યે પાછા ફરવા,
સુમંત સાથી વિનવે રામ.
પણ નવ માન્યા એ દૃઢ નિશ્ચય,
દશરથ સુણતાં વાધ્યો શોક;
શ્રવણ પિતાના શાપે ઉપજ્યો,
દશરથ દેહ વિલય સંયોગ. ૩૨
જે બનવું તે સહજે બનતું,
ભાવી મિથ્યા થાય ન લેશ;

વસિષ્ટ બોધે સહુકો શમતાં,
મોસાળેથી ભરત પ્રવેશ.
પિતા મરણથી ભરત વિમાસે,
કૈકયીને ઠપકો આપેય;
શત્રુઘ્ને તો તાડી મંથરા,
કૌશલ્યાને પછી મળેય. ૩૩
ઉત્તર ક્રીયા કરી શ્રી ભરતે,
વસિષ્ટ કહે લ્યો રાજ લગામ;
પણ સૌને લે સાથ ભરતજી,
ગયા ચિત્રકુટ જ્યાં શ્રીરામ.
મળ્યા ગૂહ સહ ભરદ્વાજજી,
રામ ભરત આવે શોકાય;
ભરત પ્રતિ લક્ષ્મણ ક્રોધે પણ,
રામ ભરતની નીતિ ગાય. ૩૪
ભરત રામને મળી સ્તવે પણ,
આજ્ઞાથી લે રાજ લગામ;
જનક દુતો આવીને જાતા,

પછી મળ્યા જનકે શ્રીરામ.
કોલ કિરાતો ને ભેટો દે,
અહીં સુમિત્રા કૌશલ્યાય;
સ સંગેથી શાંતિ ધારે,
ચિત્રકૂટની જુઓ સભાય. ૩૫
જનક સિતા ભરતે સંવાદે,
નિર્ણય સુણી પછી નિષ્કામ;
ભરત રામથી લઇ પાદુકા,
કાર્યભાર ચલવે શ્રી નામ.
સૌ સ્વ ગૃહે વિદાયું મંડળ,
શત્રુઘ્ને સંભાર્યું રાજ;
રામ પાદુકા ધરી ગાદીયે,
નંદીગ્રામ રહ્યા મ્હારાજ. ૩૬
ચૌદ વર્ષ તક દીપ્યા તપસી,
નિર્લેપી જયમ કમળ જલેય;
તેમ ભરત યશ રાજ્ય વધારે,
सत्य स्नेह दृढ टेक ફળેય



# ३ ॥ अरण्य कांड ॥

## સવૈયા.

અરણ્ય કાંડ કથા શુભકારી,
શ્રી ગિરિજાવરને નમતાંય;
ભાવિક ભક્તે વદું વિવેચન,
જયંત કનડે શ્રી સીતાય. ૩૭
કાગ બની પગ ચંચુ મારે,
તોપણ રામ દયાધન થાય;
એક નયન ફોડે લવ શિક્ષા,
પછી રૂષિ શ્રી અત્રી ન્હાય.
અનસુયા દે જ્ઞાન સિતાને,
વિરોધ વધ કરતાં વરતાય;
દર્શન લૈ શરભંગ રૂષીના,
રામ સુતીક્ષ્ણ મિલાપ, સધાય. ૩૮
વળી અગસ્ત્ય મુનિને ભેટી,
પંચવટી પર વાસ સ્થપાય;
ત્યાં લક્ષ્મણને રામ સુપ્રેમે,

સત્સંગે સાત્વિક સુખ છાય.
કર્મ સુભક્તિ જ્ઞાન વિરાગજ,
જીવ ઇશ સંવાદ વદાય;
શૂર્પનખાં સિયવરને મળતાં,
લક્ષ્મણ માન્ય કરે આજ્ઞાય. ૩૯
નાક કાન તેણીના કાપે,
ખર દૂષણને રાવ કરેય;
તેઓં યુદ્ધ કરે રાઘવથી,
પ્રાણ હરાયે મુક્તિ લેય.
શૂર્પનખા રાવણની પાશે,
સંકટ રડતાં ભંભેરેય;
મારિચ પાસે રાવણ જાયે,
રામ અગ્નિને સિય સોપેય. ૪૦
માયાના સીતાજી પ્રગટે,
રાવણ મારિચ સંવાદેય;
સંન્યાસીના વેષે રાવણ,
શ્રી સીતાનું હરણ કરેય,

રાવણુ સાથે લઢે જટાયુ,
બ્રહ્માએતો ઇંદ્ર થકીય;
પય પોષણુ સીતાને મૂકયું,
રામ હણે મારીચ નકીય. ૪૧
સુવર્ણનો મૃગ હોય ન સ્વપ્ને,
તોય થયા મોહિત શ્રીરામ;
વિનાશ કાળે વિપરિત બુદ્ધિ,
સીતા ન મળે વ્યાકુળ શ્યામ.
નર લીલાથી રૂદને શોધે,
પક્ષી જટાયુ વિગત વદેય;
તેનો પાડ ગણ્યો લડવાથી,
એનો બદલો મુક્તિ દેય. ૪૨
પરમધામ મલતાંય જટાયુ,
રામચંદ્રની સ્તુતી કરેય;
કબંધ રાક્ષસ હણી પ્રભુજી,
શબરી આશ્રમ ગમન ચહેય.
પ્રેમ સેવિકા શબરી જેવાં,

ભક્તિ ભાવ ઉમંગ ન ક્યાંય;
શ્રી રાઘવને બોર સમર્પે,
પડ સાટે ઠળીયા દેવાય. ૪૩
મતંગ ને શ્રીરામ કૃપાથી,
તે પંપાસર શુદ્ધ કરેય;
નવધા ભક્તિ રામ સુબોધે,
અંતે શબરી શ્રી પદ લેય.
ૠતુરાજ કુસુમાકર વર્ણન,
વસંત અનુભવ લે શ્રી રામ;
નારદ ભેટે જ્ઞાન ગવાયે,
અરણ્ય કાંડે અનુભવ પામ. ૪૪

---

## ૪ ॥ किर्ष्किधा कांड ॥

### સવૈયા.

છે કિષ્કિંધા કાંડ કુશળમય,
નમન રામ લક્ષ્મણ સુખધામ;
હનુમાન શ્રીરામ મિલનસહ,

સુગ્રીવ મૈત્રિ યોજે રામ.
વાલીને સુગ્રીવ કથા જો,
યુદ્ધ દુંદુભિ વાલી શાપ;
વાલીને હણવા શ્રી રાઘવ,
લે સંકલ્પ ચઢાવી ચાપ. ૪૫

તાડ તરૂની સુણ ઉત્પત્તિ,
સર્પથકી વાલી શાપાય;
સુગ્રીવની સ્ત્રીથી સંબંધે,
ભ્રાત ઉભય વચ્ચ ક્લેશ મચાય.
ત્યાં શ્રી રાઘવવાલી ઉરમાં,
બાણુ મુકે વાલી વિનવેય,
તેથી તેને ધર્મ જણાવે;
પ્રાણુ જતં મુક્તિ સુખ દેય. ૪૬
તારાને દૃષ્ટાંત શમાવ્યો,
સુગ્રીવને સોપાવ્યું રાજ;
તારાને પટરાણી સ્થાપી,
વાલી સુત અંગદ યુવરાજ.
વિસ્મય લીલા રામ રમે ત્યાં,

ગ્રિષ્મ રૂતુ સહજે વહિ જાય;
પછી પ્રવર્ષણ ગિરિએ વિરમ્યા,
વર્ષા શરદરૂતુ વર્ણાય. ૪૭
સુગ્રીવે લંપટતા ધરતાં,
તે પર રામ કરે છે ક્રોધઃ
તારા સ્નેહે વચન ભુલાયું,
શ્રી સીતાનો અટક્યો શોધ.
શ્રી હનુમંત સહાયે સુગ્રીવ,
હવે કપીદલને જમવેય;
લક્ષ્મણજી પણ ક્રોધ કરીને.
કિષ્કિંધાએ ગમન કરેય. ૪૮
સુગ્રીવ તારા અંગદ ત્યાં તો,
ક્ષમા યાચનાથી છુટેય;
પછી રામને સુગ્રીવ મળતાં,
સિય શોધન કપિયો શ્રમ લેય.
દશ દિશ ભુગોળ સ્થળ કુચ કરતાં,
સાગર તીરે વાનર સંગ

સંપાતિ તેઓને કહે છે;
સીતાનો સંદેશઅભંગ.
કપી દાખવે ઉડવા શક્તિ;
હનુમાનનો જન્મ ગવાય.
જાંબુવાન કહે હનુમંતે;
જલ ઉલંઘવા તત્પર થાય.

---

## ५ ॥ सुंदर कांड ॥

### સવૈયા

સુંદર કાંડ પ્રથમ આરંભે,
નમું શ્રીપતિ સીતારામઃ
હનુમાન ભગવાન આશ્રયે;
કરે ઉતરવા સાગર હામ.
વચ મૈનાક ગિરિ પર ઠેરી,
ઠેકી સાગર પાર કરેય;
એની રક્ષક સુરસા મારી.
પછી પહોચ્યા ત્રુટ લંકેય;

તેની પણ રખવાલી જતી;
સિયને મળવા મન તલપેય;
હનુમાનને મળે વિભીષણ;
રામ ભક્ત તે યુક્તિ કહેય. ૫૧
અશોક વનવાડીમાં પ્હોંચી,
હનુમાન તરૂમાં છુંપાય;
રાવણ સીતા પ્રતિ કરગરે;
સતીત્વ ભંગ કહે કોપાય;
લંકા દહન હનન રાવણનું.
ત્રિજટાને સ્વપ્નું આવ્યુંય,
સીતા શોચ કરે બહુ કષ્ટે.
દેહ છોડવા મન ભાવ્યુંય. ૫૨
સ્હાય સ્હાય ત્રિજટાની ત્યાં તો,
હનુમાન વીંટી ફેંકેય;
રામ પ્રભાવ પુછાય કુશળતા,
નિજ બંધન છુટવા વિનવેય.
ક્ષુધા જવા મારૂત લૈ આજ્ઞા,

અશોક વનને ઉજડ કરેય;
અક્ષય કુમારને મ રીને.
નાગ પાશ નીજ બંધન લેય. ૫૩
મેઘ નાદ શ્રી મહા વીરને,
રાવણ સભા વચે લઇ જાય;
પ્રચંડ ભય દરશાવે રાવણ,
પણ તેને શાસન દે ધાય.
પૂચ્છ વિંટેલું રૂ સળગ્યાથી.
લંકાગઢે લગાડે આગ,
સિય ચુડામણિ દે મારૂતને
રામ ભેટનો શોધ્યો લાગ. ૫૪
તૃપ્ત થયા મધુવન ફળ ખાઇ,
પછી મળ્યા મારૂતને રામ;
ચિન્હ બતાવી શ્રી સીતાનું;
સ્થિતી કહેતાં ચમક્યા સ્યામ;
ત્વરિત પ્રયાણ કર્યું લંકાપર,
મંદોદરી સ્તવે પતિ નેય,

તેમ વિભીષણ વિનવે તોપણ;
નવમાને પ્હોંચે રામેય. ૫૫
રાવણ દૂત સમજતાં સૌ કો,
તેને કષ્ટાવા ધારેય;
પણ શ્રીરામ દયાધન રક્ષક,
વિભીષણી ભક્તિ ફળવેય;
જેમ સમૂદ્રે હો જલ મીઠું,
તેમ વિભીષણ અસુર મહીંય.
કહે મારૂતી તેની નિષ્ટા,
જેથી વિરમે સર્વ તહીંય. ૫૬
શ્રીરામે વિભીષણને કીધું,
રાજ્ય તિલક ફળવા શકુનેય;
પાર થવા સાગરને વિનવે,
વળી દૂત અરિનો આવેય,
પોપટ વેષે સેના નિરખે,
પણ તે જાણે જાનકી નાથ;
લક્ષ્મણ દંડે પત્ર લઇ તે;

દે રાવણને કે, સૌ વાત, ૫૭
પાછો આવી કે, રાવણ હઠ
રામ કરે સાગર પર કોપ,
તેથી શર્ણ થયો તે સ્હાયક,
સેતુ બંધ રચાયો રોપ.

---

## ૬ ॥ लंका कांड. ॥

### સવૈયા.

લંકા કાંડ સુધારસ સેવો,
રામ રસાયન રામ નિવાસ;
રામેશ્વરની કરી સ્થાપના,
દિવ્ય પ્રભુતા નિરખે દાસ. ૫૮
સાગર વચન વડે નલનીલથ,
સેતુ બાંધે સાધે કામ;
રામ નામથી શિલા તરાવે;
સેના પાર ઉતારે રામ.
સમીપ રાવણ લયથી ત્હેને,

મંદોદરી ફરી વિનવેય;
પણ તે સંમતિ લે અસુરોની.
લડવાનો સંકલ્પ કરેય. ૫૯
ચંદ્રોદય શ્રી રામ વર્ણવે,
છત્ર મુકુટ રિપુના ભંગાય,
શુક સારણથી રાવણ પ્રત્યે;
રામ સૈન્ય સંખ્યા ચરચાય;
રામ સુઆજ્ઞા અંગદ ધારી;
રાવણ સભે, કરે સંવાદ;
રિપુ ન માને લેય પ્રતિજ્ઞા;
અંગદ ત્યાં સ્થાપે નિજ પાદ. ૬૦
વળી અંત મંદોદરી વિનવે,
પણ રાવણ તો ઉદ્ધત થાય;
માયીક મસ્તક રચી રામનું.
સીતાને અત્ર્ની કનડાય;
એથી મુર્છિત હોય સીતા પણ
મર્મ જણાતાં જપતા રામ;

રામ વાસ પર અંગદ આવે,
લંકા ગઢ ઘેરાયે આમ. ૬૧
માલ્યવંત રાવણુ સંવાદે,
પછી રામ રાવણુ યુધ છાય;
મેઘ નાદ વચ લક્ષ્મણુ મૂર્છે
ઔષધ લેવા મારૂત જાય;
કાલ નેમિ તો કપટ મુનિ થૈ;
નડતાં શ્રી હનુમાન હણેય,
ભરત મળે ભય સ્થિતી શ્રવણુતાં,
વિઘ્ન જવા શ્રીરામ સ્મરેય. ૬૨
રામ કૃપાથી શ્રી મારૂતજી,
સંજીવન ઔષધ લાવ્યાય;
લક્ષ્મણુજીની મૂર્છા ઉતરે,
અસુર તણા દિલ કંપાવ્યાય;
ધુમ્રાદિકને હણે મહાવીર,
રાવણુ કુંભ કરણુ જગવેય,
તે પણુ કહે ન સમજે રાવણુ,

કુંભ કરણુ પણુ લય પામેય. ૬૩
મેઘનાદથી શ્રી સીતાવર,
નાગ પાશ સરથી બંધાય;
ત્યારે ગરૂડ નિવારે ભય ત્યાં;
મૂર્ચ્છા સૈન્ય મટે મલકાય;
મેઘ નાદ આરંભે યજ્ઞજ,
લક્ષ્મણુ તેનો ભંગ કરીય;
પ્રાણુ હરેથી સુલોચના તો
અપાર ખેદિત થાય સતીય. ૬૪
ઐરાવણુ કુલદેવી પૂજન;
તેમ નરાંતક વાત વદાય;
રાક્ષસ સેના લઢવા તત્પર,
રામ લક્ષ્મણે રાવણુ ધાય;
રાવણુ હારે યજ્ઞ કરે પણુ
ભંગ કરે વાનર સેનાય,
જેથી દૈત્યો લડે ઉમંગે;
ઇંદ્ર રામને રથ દે સ્હાય. ૬૫

રાવણ માયા રચે તે સમે,
જ્યાંય જુઓ ત્યાં રામ જણાય;
પણ તે માયા હરે પ્રભુજી,
દ્વંદ્વ યુદ્ધ રાવણથી થાય.
રિપુ સાંગ મારે વિભિષણને,
રક્ષે રામ ભળે મૂર્છાય;
સીતાને ત્રિજટા સંવાદે,
રામ હાથ રાવણ વધ થાય. ૬૬
શ્રીજી દે રાવણને મુક્તિ,
મંદોદરિને મર્ણ વદાય;
આકાશેથી થૈ ફુલ વૃષ્ટી,
દેવરૂષી ગણ મહિમા ગાય.
મંદોદરી કરે કલ્પાંતજ,
ઉત્તર કીયે ન ખામી લેશ;
રાજછત્ર ધરવ્યું વિભિષણ પર,
રામ સિતાને દે સંદેશ. ૬૭
અશોક વનમાં ગયા મારૂતી,

શ્રી સિય લેખે પાડ હમેશ;
શ્રી રાઘવને મળે સિતાજી,
પ્રભુ કરાવે અગ્નિ પ્રવેશ.
નિષ્કંચન તેમાંથી પ્રગટયા,
સ્તવે સિતાને વિશ્વ સ્વમેવ;
દશરથ આત્મા મળે પ્રભુને,
તેમ ઈંદ્ર વિનવે જગદેવ. ૬૮
ત્યાં ઈંદ્રે અમૃત વરસાવ્યું,
થાય સજીવન વાનર રીંછ;
મહાદેવ શ્રીરામ ઉપાસે,
એવા ભય ભંજનને પ્રીછ.
વિભીષણે આભૂષણ રત્નો,
કપી વૃંદમાં લૂંટાવ્યાય;
મુખ્ય કપી સહુ ચિત્રકુટે થૈ,
રામ અયોધ્યામાં આવ્યાય. ૬૯

# ૭ ॥ उत्तर कांड ॥

## સવૈયા.

ઉત્તરકાંડ અભય પદ દર્શક,
સત ચિત આનંદી શ્રીરામ;
સૌના ઘટમાં રમી રહ્યા તે,
શર્ણ રહી પ્રણમું ઘનશ્યામ.
અવધ પુરીની સીમે પ્હોંચે,
સારા શકુન કુશલ પરિણામ;
શ્રી હનુમંત પ્રથમ જઇ પુરીમાં,
વધામણી આપે શુભ હામ. ૭૦
સામૈયું સંપૂર્ણ દિપાયું,
ભરત સફળ લેખે અવતાર;
ભરત ભાવ શ્રી રામજ જાણે,
સૌની પ્હેલાં તેની વ્હા'ર.
ધન્ય ધન્ય શ્રી ભરત તમોને,
મન વાણી કૃતી એક હમેશ;
સંત! વિમલ દર્પણ તવ જીવન,

સત્ય ધર્મ નીતિનો વેષ. ૭૧
પર નિંદા પરધન પર વિષયે,
કોણ ન ગિરાસમાં લલચાય;
દાસ દાસિયો રાજ્ય વિભૂતિ,
ભરત હૃદયથી તૃણ લેખાય.
અદલ રાજ્ય ચલવ્યું સતયુગ મય,
આવક દ્વિગુણ વધારી સીમ;
નિપુણ પ્રધાન કુશળ રાજર્ષિ,
પણ નિસ્પ્રેહી હૃદયે હીમ. ૭૨
શીત ઉષ્ણતા સહી તિતીક્ષા,
તેના જ્ઞાતા જાનકી નાથ;
અન્ય વિષય સૌ પડતાં મૂકી,
ત્હેને પ્રથમ મળ્યા સક્ષાત.
પ્રેમ અશ્રુની ધારા ચાલી,
કોથી કાંઇ ન સ્વર બોલાય;
ચૌદ વર્ષની ક્ષમા યાચના,
થઇ પછી દરબારે જાય. ૭૩

થયા નથી ને થશે ન એવા,
મહા પુરૂષ શ્રી ભરત સમા ય;
રામાયણનો સાર ધરો કે,
જન્મ સુધારો બાઇ ભાય.
કૈકયી આદિ માત મળી, ને,
રાજ પ્રજા શાંતિ સુખ લેય;
રામ રાજ્ય અભિષેકે સીતા,
મારૂતને મણિહારજ દેય. ૭૪
રત્નોમાં નહીં રામ જણાતાં,
પાર્થિવ ભેટ ન તે લેતાય;
હનુમાન સમ વીર ન જગમાં,
રામમયી આયુષ વીતાય.
ફલની આશા કદી ન રાખી,
નિજ કર્ત્તવ્ય કરે દિન રાત;
સદા ચિરંજીવ છે હનુમંતજ,
રામ કથાએ ઠેરે તાત. ૭૫
દેહ બુદ્ધિએ દાસ અનુભવ,

જીવપણે શ્રી રાઘવ અંશ;
આત્મ ગતિયે રામજ પોતે,
સહસ્ત્ર જ્યોતિ વર શ્રી હંસ.
પરધન જાણો ધૂળ બરાબર,
પરતિય માત સમાન ગણાય;
તો મારૂત સમ રામ ન મળતાં,
તુલસી દાસ જમાનજ થાય. ૭૬
અંજનિ સુત મય પ્રભુને ચ્હાયે,
તો પ્રભુતા સ્વયમેવ વરેય;
શ્રીજીને અર્પણ પુરૂષાર્થે,
વિભુ વધારે લાજ બધેય.
રામ પ્રભુ સમ્રાટ બનેથી,
શંકર વેદ સ્તવે શ્રીનેય;
સુગ્રીવ આદી વૃંદ કપીદલ,
સહુકો વિદાય આજ્ઞા લેય. ૭૭
રામબાણુ ને રામ રાજ્ય તો,
ચૌદ લોક બ્રહ્માંડે શ્રેષ્ટ;

સનકાદિક પણ આવી વિનવે,
બ્રહ્મલોકમાં ફરે યથેષ્ટ.
પછી રામ નિત લે સતસંગજ,
સંત અસંત પરીક્ષા કે'ય;
દે ઉપદેશ અમૂલ્ય પ્રજાને,
વસિષ્ટ પ્રેમ અનન્ય વરેય. ૭૮
કાક ભુષંડી થકી ગરૂડજી,
રામાયણ શ્રુત સાર ગૃહેય;
તે બન્ને વચ રામ કથાના,
વિવરણનો સંવાદ કરેય.
કાક ભુષંડી વિસ્મય હોયે,
સમજે તેની પૂર્વ કથાય;
કળિયુગ વિષમ છતાં ઝટ ફળ દે,
રૂદ્રાષ્ટક રસિયા રટતાય. ૭૯
અભેદ જ્ઞાન સુ ભક્તિરૂપી,
સાત પ્રશ્ન ઉત્તર દેવાય;
માનવ સમકો જન્મ ન બીજો,

દરિદ્રતા સમ દુષ્ટ ન ક્યાંય.
સત્સંગત સંતોષ ખરૂં સુખ,
સંત પરાયું સુખ ચ્હાનાર;
એથી વિપરિત દુરિજન જોતો.
સૌ રીતે હાની કરનાર.
દયા અહિંસા પુણ્ય અનુપમ,
નિન્દા વ્યસન સમાન ન પાપ;
કામ ક્રોધને લોભ વિગેરે,
મનસા રોગ જડા મુળ કાપ.
જેવી પ્રીત હરામે ચોંટે,
તેવી શ્રી હરિમાં જોડાય;
વહ્યા જજો વૈકુંઠ સુખેથી,
પાલવ નવ કોથી પકડાય.

---

## ॥ लवकुश कांड ॥

### સવૈયા.

લવકુશ કાંડ સમાપ્ત કથા શ્રી,

કાક ભુષંડ ગરૂડ સંવાદ;
રામ પધારે કાશી યાત્રા,
મૃગયા રમતાં હરે પ્રમાદ.
વિપ્ર અને શ્વાનજ દુઃખ ટાળ્યું,
સુણી એક દિન ધોબી વાત;
શ્રી સીતા વનવાસ મુકાયા,
વાલ્મિકજી રક્ષે છે માત. ૮૨
અશ્વમેધ આરંભે રામજ,
જનક પ્રેંમથી રામ સ્તવેય;
વેદ ધર્મ પત્નિ સહ થાયે,
યજ્ઞ અશ્વ બળ યશ વર્ણેય.
શત્રુઘ્ને લવણાસુર માર્યો,
લવકુશ સાથે યુદ્ધ મચેય;
પણ તે અજીતને નવ જીતે,
વાત વદાયજ રામ સમેય. ૮૩
મળે રામને મારૂત સીતા,
ત્યાં સિયને સમવે પાતાળ;

યજ્ઞ થયે સૌ ગૃહે વિદાયે,
પરમ ધામમાં લક્ષ્મણ બાળ.
રામ પુરી સહ સ્વર્ગ પધારે,
પુર્ણ કરી માનવ લીલાય;
બ્રહ્મા શારદ શેષ કવિ સૌ,
સ્તવે અખંડ ન પાર પમાય.

---

## ॥ वंदना ॥

### સવૈયા.

નમુ અનંત સહસ્ત્રજ મૂર્તિ,
પદ શિર બાહુ ઉર અનેક;
નમન અશાશ્વત શ્રી બહુ નામી,
સહસ્ત્ર કોટી યુગધર એક.
સત્ય આગ્રહી ટેક વિકાસો,
દેશ ભક્તિ અર્પો સેવાય;
શ્રદ્ધા મય તન મન ધન દાતા,
સ્વદેશ ઉદયે કરશો સ્હાય.

મહાન ભાર વધારો ઐક્યજ,
મસ અજ્ઞાન હરો કંકાશ;
વિવિધ કલા ઊદ્યમમાં યોજો,
આળસ દ્રોહ અહંતા નાશ.
રાજાને શ્રી સાનજ બસ છે,
ઇશ અર્પણે કામ ફળાય;
અમુલ્ય માનવ દેહ કેળવે,
લખ ચોરાશી ભ્રમણ ટળાય. ૮૬
રામ પ્રસાદ સ્મરણ રસ દુર્લભ,
સમભાષણ કે મૌન ધરાય;
તો વ્યવહાર અને પરમારથ,
સત્યે સુધરે શ્રીવર સ્હાય.
જય રઘુનંદન શ્રી સુખ કંદન,
શશી મણિ ચંદન આનંદાય;
દામોદર શિવરામ સમર્પણ,
દ્વારિકેશથી શાંતિ છાય. ૮૭
અચ્યુત કેશવ રામ નારાયણ,

કૃષ્ણ હરિ દામોદર રાય;
શ્રીધર માધવ ગોપી વલ્લભ,
વસુદેવ સુતને વંદાય.
કથા વિસર્જન થાય ચિરંજીવ,
સુણો વીર શ્રીયુત હનુમાન;
રામ સુલક્ષ્મણ જાનકી માતા,
સૌનું સદા કરો કલ્યાણ.

---

## ॥श्रीमद् भागवत. ॥

### ॥ મહાત્મ્ય. ॥

### સવૈયા.

શ્રીમદ ભાગ્વત ગ્રંથ પવિત્રજ,
વેદ શાસ્ત્રનો પાર અનંત;
તોપણ તેમાં તત્વ સમજવા,
અવલોકન કરશો ગુણવંત.
મહાત્મ્યમાં ભક્તિને નારદ,
સમાગમે સદબોધ ગવાય;

કુમાર સનાદિક ને નારદ,
સંવાદે સાધન શોધાય ૧
કષ્ટ નિવારણ જો ભક્તિનું,
ધુંધુકારીની મુક્તિ થાય;
શ્રી ગોકર્ણ કથા સમાહે,
હરિરસ અમૃત સૌને પાય.
શ્રીમદ ભાગવત શ્રવણ કીધીજે,
તેના દ્વાદશ અંગ વિચાર;
શ્રવણ મન ને નિદિધ્યાસથી,
સાક્ષાત્કાર કથાએ ધાર. ૨



## ॥ प्रथम स्कंध ॥

### સવૈયા.

પહેલે સ્કંધે મંગલા ચરણ,
શ્રી સુતને શૌનક પૂછેય;
૭ પ્રશ્નોનો ઉત્તર મળતો,
ચરિત્રને અવતાર કહેય.

ધર્માદિક કર્મો કરતાં પણ,
અસંતોષ શ્રી વ્યાસે થાય;
નારદ કહે હરિકીર્ત્તનની,
દીવ્ય મહત્તા શાંતિ છાય.
પૂર્વ જન્મ નારદનો જાણો,
હરિકથાનો લાભ અભેવ;
મન સંતોષ થવાં શ્રી ભાગ્વત,
વ્યાસ રચી શિખવે શુકદેવ.
નિર્દોષી પાંડવ સુત હણતાં,
લે શિક્ષા અશ્વત્થામાય;
તેના અસ્ત્ર થકી શ્રીકૃષ્ણે,
કરી પરીક્ષિતની રક્ષાય.
કુંતી માત સ્તવે શ્રીજીને,
શોક યુધીષ્ટિર બહુ કરતાય;
ભીષ્મ પિતાથી સૌ ધર્મોનો,
ધર્મરાયને સાર વદાય.
પછી મોક્ષજો ભિષ્મ પિતાનો,

પતીત પાવન નામ ગવાય;
કૃષ્ણ હસ્તિનાપુરથી નીકળી,
પ્રવેશ શ્રી દ્વારિકે કરાય. ૫
રાય પરીક્ષિત જન્મ કુંડલી,
જોઇ જોષિઓ વદે ભવિષ;
વિદુર બોધે જૈ ધૃતરાષ્ટ્રજ,
હિમાલયે સેવે જગદીશ.
અપશુકનોથી ખિન્ન યુધીષ્ટિર,
દ્વારિકા થકી આવે ભ્રાત;
તે અર્જુન કંપીને કહે છે,
કૃષ્ણ સ્વધામ પધાર્યા વાત. ૬
પાંડવને વૈરાગ્ય ઉપજતાં,
તેઓ પણ નિવૃત્ત થતય;
શ્રીને ભજવા જાય હિમાલય,
કલિકાલથી પૃથ્વી ત્રાણ.
ધર્મ અને પૃથ્વી સંવાદે,
રાય પરીક્ષિત આવે ત્યાંય;

તેણે કર્યું કલિને શાસન,
રૂપી કંઠ મૃત સર્પ ધરાય. ૯
એ કારણથી દ્વીજનો પૂત્રજ,
રાય પરીક્ષિતને દે શાપ;
પછી વિમાસણ થયું ભૂપને,
સૌકો સુણી કરે સંતાપ.
અનશન વૃત લઇ ગંગાતીરે,
રાય પરીક્ષિત સુણે કથાય;
શ્રી શુકદેવજ ભાગ્વત વાંચે,
સમાહે નિજ શ્રેય સધાય.

---

## ॥ द्वितीय स्कंध ॥

### સવૈયા.

બીજે સ્કંધે શ્રી ઇશ્વરનું,
સ્થૂળ રૂપ મનમાં તું ધાર;
પછી સૂક્ષ્મની સાધ ધારણા,
કામ પ્રમાણે યજન સ્વિકાર.

શ્રી વિષ્ણુ ભક્તિ પ્રાધાન્યજ,
જગ રચના શુકદેવ કહેય;
હરિ લીલાથી વિરાટ સૃષ્ટી,
એથી પુરુષ વિભુતી દેય. ૯

પુરૂષ સૂક્તના અર્થ વિચારે,
પૂર્ણ કથાનો નિર્ણય થાય;
વરાહ આદી અવતારો તે.
કર્મ પ્રયોજન ગુણ યોજાય.
કેમ મળે આત્મા તન સાથે ?
પુરાણના પણ પ્રશ્ન પુછાય;
શ્રી શુકદેવ સહુ ઉત્તર દે,
રાય પરીક્ષિત સંતોષાય. ૧૦

બ્રહ્માજીને સ્વયમ શ્રીહરિ,
ચાર શ્લોકનું ભાગવત દેય;
તેનાં દશ લક્ષણ વ્યાખ્યાથી,
રાય પરીક્ષિત શાંતિ લેય.

# ॥ तृतिय स्कंध. ॥

## ક્ષવૈયા.

ત્રીજે સ્કંધ વિદુર ઉદ્ધવજી,
મિલને હરિકથા ચરચાય;
બાળલીલા શ્રી કૃષ્ણ ચરિત્રો,
પઠન પાઠને પ્રભુ રિઝાય. ૧૧
મથુરાને શ્રી દ્વારાવતિના,
માનનીય વૈભવ વખણાય;
બદ્રિકાશ્રમે ઉદ્ધવ વિચરે,
વિદુરજી મૈત્રેયે જાય.
મહતત્વાદિકથી જગવર્ણન,
વિરાટ પુરૂષ તણી રચનાય;
અધિ દૈવ મય ભેદ, જીવાત્મા,
કેમ અવિધામાં સપડાય. ૧૨
શ્રી વિષ્ણુની નાભી કમળે,
બ્રહ્મા પ્રગટી સ્તુતી કરેય;
પ્રાકૃત આદિ દશ પ્રકારની,

સૃષ્ટિ સમજી શાંતિ લેય.
પરમાણુથી કલ્પ સુધીના;
કાળ ગણિતનું મનન થતાંય;
બ્રહ્મ માનસી સૃષ્ટિ વર્ણન,
જ્ઞાને ભવજાળ પાર થવાય. ૧૩
વરાહ રૂપ ધરી શ્રી હરિયે,
હિરણ્યાક્ષનો કીધો નાશ;
દિતિ ગર્ભે કશ્યપ વચ્ચે,
સંવાદે વિજ્ઞાન વિકાસ.
સનત કુમાર ગમન વૈકુંઠે,
જય વિજયે દેવાયે શાપ;
શાંત થતાં મુનિઓએ તે પર,
કર્યો અનુગ્રહ હર્યો ત્રિતાપ. ૧૪
હિરણ્યાક્ષને હિરણ્યકશિપુ,
જન્મ ટકાવ વિકાસે ત્રાસ;
હિરણ્યાક્ષને શ્રી વરાહવચ્ચ,
મહાયુદ્ધમાં દૈત્ય વિનાશ.

ફરી થાય સૃષ્ટિની રચના,
કર્દમ બ્રહ્માનેજ સ્મરેય;
કર્દમને, ભગવાન મનુશ્રી,
દેવહુતી નીજ પુત્રી દેય. ૧૫
દેવહુતી નિજ સ્વામી સેવે,
એથી કર્દમ સંતોષાય;
રચે વિમાન કપિલજી જનમે,
પછી મોક્ષ કર્દમનો થાય.
દેવહુતી સુત કપિલે પૂછે,
ભવબંધનથી કેમ છુટાય;
માતાને તેઓ દે શાંતિ,
સૃષ્ટિનું હિત તેમાં છાય. ૧૬
મહ તત્વાદિકની ઉત્પત્તિ,
તેથી તત્વ વિરાટ રચાય;
પ્રકૃતિ અને પુરૂષ વિવેચન,
વિવેક સમજે મોક્ષ પમાય.
સબીજ યોગ નિરૂપાધીથી,

સ્વ સ્વરૂપમાં જ્ઞાને લાગ;
કૈક પ્રકારે ભક્તિ યોગે,
કાળ બ્યાલથી ચેતી જાગ. ૧૭
કામા સક્ત ગતિ તામસ છે,
જીવ ગર્ભમાં આપ વસેય;
ઉદર મધે સ્તુતિએ જનમાવે,
પણ માયામાં સહજ ફસેય.
સ્વર્ગ લોક આદિમાં જાગે,
ક્ષિણ પૂણ્ય પાછો લાવેય;
એ સદ બોધે દેવ હુતિજી,
સ્થિતપ્રજ્ઞતા શાંતિ લેય. ૧૮

---

## ॥ चतुर्थ स्कंध. ॥

### સવૈયા.

ચોથે સ્કંધ મનુ કન્યાના,
વંશ જન્મ યજ્ઞાદિ દેવ;
મહાદેવને દક્ષ વચ્ચે પણ,

વેર થયાનો સમજો ભેદ.
શિવ સતીને દક્ષ યજ્ઞમાં,
જાતાં રોક્યા તોપણુ જાય;
ત્યાં અપમાન થએ ક્રોમીયાથી,
યજ્ઞ વિશે નિજ તન હોમાય. ૧૯
વીરભદ્ર શિવ રચતા તેણે,
દક્ષયજ્ઞ સહ કીધો નાશ;
ફરી દક્ષને સજીવન કરવા,
બ્રહ્મા શિવને વિનવે ખાસ.
શંકર દક્ષ સ્તવે શ્રીજીથી,
ફરી યજ્ઞ સંપૂર્ણજ થાય;
અપર માતના કુવેણુથી ધ્રુવ,
તપથી શ્રીવર રીઝવતાય. ૨૦
શ્રી ભગવાન ભુધરજી ભેટે,
રાજ્ય પિતાનું મેળવતાય;
યક્ષોએ ધ્રુવ ભ્રાત હણ્યાથી,
લડી યક્ષ ગણુ સંહારાય.

યક્ષો લયથી પ્રભુ મનુશ્રી,
તત્ત્વ બોધ ધ્રુવને કળવેય;
એથી ધ્રુવજી વતને આવ્યા,
તેને દેવ અભયપદ દેય. ૨૧
વેન રાયના ક્રુર પણાથી,
અંગ પિતા વનમાં ન્હાસેય;
રાજ્ય તિલક હઠથી વિપ્રોથી,
કરાવતાં નિજ લયે ફસેય,
પૃથુ જન્મના રાજ્યભિષેકે,
સૂત માગધ ગાયક યશ છાય;
ત્રાસ જતા શ્રી પૃથ્વીથી પણ,
પૃથુરાયની સ્તુતિ કરાય. ૨૨
પૃથુ કરે પૃથ્વીનું દોહન,
બ્રહ્માએ પૃથુને વાર્યાય,
યજ્ઞ અશ્વ લેનાર ઈંદ્રને,
શાસન ભયમાંથી તાર્યાય.
પૃથુ પ્રતિ વિષ્ણુ ઉપદેશો,

પ્રેમ પરસ્પર વિપુલ વધેય;
ગગન દેવતા વિશે પૃથુને,
બોધ અખંડાનંદ સધેય. ૨૩
સનકાદિક પણ પૃથુરાયને,
બ્રહ્મજ્ઞાન અમૃત દેતાય;
ધરી સમાધી અંત પૃથુજી,
પત્ની સહ વૈકુંઠ જતાય.
પ્રિય વાંચક! જો જન્મ પ્રચેતા,
રૂદ્રગીત ઉપદેશ વિચાર;
આત્માના બહુ જન્મ મરણનાં,
વિચારથી નર જન્મ સુધાર. ૨૪
વિષયા સક્ત પુરંજન બનતાં,
નિજ સ્વરૂપને વિસરી જાય;
એમ ક્રિયા ચિંતાથી હેને,
સ્ત્રી અવતારજ પ્રાપ્ત થતાંય.
સ્ત્રિ સંગેથી જન્મ મરણને,
પ્રભુ પ્રીતથી મોક્ષ પમાય;

વૃક્ષ સુતાથી પરણ્યો પ્રચેતા,
રાજ્ય કરે શ્રી નારદ સહાય. ૨૫
અંતે એ દેવર્ષિ બોધે,
મોક્ષ પ્રચેતાનો ઠેરાય;
મળ્યું તે પછી રાજ દક્ષને,
એમજ જગ ઘટમાળ ફરાય

---

## ॥ पंचम स्कंध. ॥

### સવૈયા.

પંચમ સ્કંધે પૂજ્ય કૃપાથી,
પ્રિયવ્રત રાજ્ય કરે પંકાય;
અગ્નિધ્રને નાભી રાજાનું;
મંગળ ચરિત સુણો સુખદાય. ૨૬
ઋષભ દેવને સો પુત્રોનું,
કૂળ મળતાં વસ્તી તોળાય;
પછી સુતોને દૈ ઉપદેશજ,
પરમહંસ તેઓ બનતાય.

બળતા અગ્નિથી નહીં ડગતાં,
રૂષભદેવ ત્યાં દેહ તજેય;
પૂત્ર ભરતજી રાજ કરેને,
ઇષ્ટ દેવ શ્રી સૂર્ય ભજેય. ૨૭
તુરત જન્મના મૃગને પોષે,
સ્નેહે લે મૃગનો અવતાર;
તે તન વિલયે પછી ભરતનો,
હો દ્વિજ જડભરતી સંચાર.
એ જડભરત મળ્યા રહુગણને,
બ્રહ્મજ્ઞાન આપી ઉપદેશ;
મન સંદેહ હરે અજ્ઞાનજ,
નિર્લેપે સ્મરતા પરમેશ. ૨૮
ભવાટવીનું વર્ણન એનું,
સ્પષ્ટીકરણ ધરો શ્રોતાય;
ભરતવંશ ભૂપોનું વર્ણન,
ભારત જંબુદ્વીપ વદાય.
નવખંડો મેરૂનું વર્ણન,

ચારે દિશ વ્હે છે શ્રી ગંગ;
શિવજી સેવે શ્રી સંકર્ષણ.
૫૬ ભદ્રાશ્વ વિગેરે ખંડ. ૨૯
તેના ઋષિ અને તે ભક્તો,
ભરતખંડના દેવો એમ;
એના સેવકને સાગર સહુ,
પ્લક્ષાદી દ્વીપો જો તેમ.
લોકાલોક ગિરિનું માપજ,
રવી રાશીઓમાં ફરતાય;
જગ મર્યાદા ચંદ્ર વિગેરે,
ગ્રહો ફરે શુભ અશુભ જણાય. ૩૦
ધ્રુવ સ્થાનક એમજ શ્રીવરની,
ભળદ રૂપની ગતી નિહાળ;
સૂર્ય આશ્રયી ગ્રહો, તિમિરમય,
પાતાળોનું વર્ણન ભાળ.
જન્મ સ્થાન રૂદ્રોનું તેમજ,
શેષનાગની સ્થિતી દર્શાવ;

નરકોનું વર્ણન સમજીને,
સત્ય નીતિયે સ્થિતિ ટકાવ. ૩૧

---

## ॥ षष्ट स्कंध. ॥

### સવૈયા.

છઠ્ઠે સ્કંધ ચરિત્ર અજામિલ,
ધર્મ નિરૂપણુ ભક્તિ સ્હાય:
શ્રી નારાયણુ નામ મહત્તા,
યમ નિજ દૂતોને કહેતાય.
વૈશ્નવનો મહિમાં પંકાતા,
શ્રીયમ દૂતો શાંત બનેય;
હંસ ગુહ્યસ્તોત્રથી દક્ષે,
ભજ્યાં શ્રીહરિ આનંદેય. ૩૨
દક્ષે શાપ દીધો નારદને,
ભટકી ઠામ ન ઠરશો ક્યાંય;
જણે અંદતી 'વિશ્વરૂપ' તે,
દેવોનોજ પુરોહિત થાય.

શ્રીનારાયણ કવચ ઇંદ્રને,
કહે સકળ દેવો રક્ષાય;
તો પણ કપટ કરે ઇંદ્રથી,
'વિશ્વ રૂપ' ને સંહારાય. ૩૩
વૃત્રાસુર ઉપજ્યા પણ ઇંદ્રે,
લઈ દધીચીના અસ્થીય;
વજ્ર કરી વૃત્રાસુર માર્યો,
એમ બ્રહ્મ હત્યા લાગીય.
અશ્વમેધ યજ્ઞે તે ટાળી,
વિષ્ણુ એ રક્ષા કીધીય;
પુત્ર મરણથી ચિત્રકેતુએ,
મનમાં દાહકતા લીધીય. ૩૪
રૂષી અંગિરાને નારદના,
તત્વ બોધથી રાય શમ્યાય;
પછી જીવ.ડે મૃત બાળકને,
પણ તે દેહ તજી વહી જાય.
શ્રી ભગવાન ભજનની દીક્ષા,

ચિત્રકેતુ લે નારદથીય;
તોય તે નૃપે ગગને ફરતાં,
કરી મસ્કરી શંકરનીય. ૩૫
એથી શાપ દીધો ઉમીયાએ,
દીતી ગર્ભ હણ્યો ઇંદ્રેય;
વિધી 'પુંસવનવ્રત' પાળે,
શ્રીજી શ્રેયમયી ફળ દેય.

---

## ॥ सप्तम स्कंध. ॥

### સવૈયા.

સપ્તમ સ્કંધ હિરણ્ય કશિપુના,
વૈષ્ણવ પુત્ર થયા પ્રલ્હાદ;
પિતા ક્રોધનું કારણ એકે,
હરિ સ્મરણનો લીધો વાદ. ૩૬
હિરણ્યકશિપુ હિરણ્યાક્ષના,
સુતને એથી શાંત કરેય;
હિરણ્યકશિપુ ઉગ્ર તપેથી,

શ્રી બ્રહ્મા વરદાનજ દેય.
તેણે ત્રાસ વધાર્યો જગમાં,
દેવોને અનહદ કનડાય.
સુત પ્રહલાદ પ્રતિ મારણુના,
સકળ પ્રયોગો નિષ્ફળ જાય; ૩૭
પ્રલ્હાદે તો શ્રી નારદનો,
બોધ બાળકોને દીધોય;
હિરણ્ય કશિપુ અધમ બન્યાથી,
શ્રી નરહરિએ વધ કીધોય.
શ્રી નરસિંહનો કોપ શમાવા,
સુત પ્રલ્હાદ સ્તવે શ્રીમાન;
રૂદ્ર અને પ્રલ્હાદ પ્રતિતો,
કરે અનુગ્રહ શ્રી ભગવાન. ૩૮
ચારવર્ણ આશ્રમ એ રીતે,
સંન્યાસીનો સમજો ધર્મ;
સિદ્ધ જનોની જુઓ કૃતિને,
મોક્ષ રૂપ સુખદાયી મર્મ.

વર્ણાશ્રમની રીત અલૌકિક,
મોક્ષતણું વર્તન પૂજાય;
નમો ભગવતેં વાસુદેવશ્રી,
હરિ; ૐ તતસત્ ઝુઝાય. ૪૯

---

## ॥ अष्टम स्कंध. ॥

### સવૈયા.

અષ્ટમ સ્કંધ સ્વયંભુવ આદિ,
કથા ચાર મન્વંતર નીય;
ગજેન્દ્ર પગની પેની જલમાં,
ઝૂડે દંત ભીંડી પકડીય.
ત્યાં શ્રી સ્હાયક થૈને કીધો,
ગજેન્દ્ર ઝૂડ તણો ઉદ્ધાર;
ઝુડ બન્યો ગંધર્વ અને ગજ,
થયો શ્રી હરિ પાર્ષદ સાર. ૪૦
કથા પાંચ છઠ્ઠા મન્વંતર,
શ્રી વિષ્ણુના આગ્રહથીય;

અમૃત માટે બની તયારી,
દૈત્યો સાથે દેવ થકીય.
વિષ પ્રાશન લે શિવ સાગરથી,
મુખ્ય ચૌદ રત્નો નીકળેય;
દાનવને છેતરતા શ્રીજી,
અમૃત પાયે દેવોનેય. ૪૧
રણી યુદ્ધમાં દેવ મુંઝાયા,
તેથી શ્રી ઇશ્વર પ્રગટયાય;
શ્રી નારદ દેવોને વારે,
શુક્રગુરૂ દાનવને સ્હાય.
શ્રી મોહિનીમાં શંકર મોહ્યા,
સૌ મન્વંતર તણી કથાય;
મનુઆદિના કામો જૂદાં,
વિશ્વજીતયજ્ઞે બળિરાય. ૪૨
સ્વર્ગલોકનો વિજય કરેથી
ત્રાસ થતાં દેવો સંતાય;
સતી અદિતીને કશ્યપજી,

વિધી 'પયોવ્રત' ની કહેતાય.
તે સેવનથી કૂખ અદિતી,
પુત્ર થઇ શ્રીજી જન્મ્યાય;
બટુક એ શ્રીવામન ઇશ્વર,
બળિરાયના યજ્ઞે જાય. ૪૩

ત્રણ પગલાં પૃથ્વી માગે ત્યાં,
શુક્રાચાર્ય કરે અટકાવ;
તોપણ દાન બલિએ દીધું,
વિરાટ રૂપ પ્રભુ લે દાવ.

ત્રણ પગલાં નહીં પૂર્ણ થવાથી,
બલિરાય વચને બંધાય;
પાતાળે તેને મોકલતાં,
દ્વારપાલ ત્રણ દેવો થાય. ૪૪

સ્વર્ગ મેળવ્યું ઇંદ્રે શ્રીથી,
મત્સ્ય તણો અવતાર ધરીય;
સત્યવૃત્તને નૌકા આપી,

## ॥ નવમ સ્કંધ. ॥

### સવૈયા.

સ્કંધ નવમ વૈવસ્વત સુતનો,
ચંદ્રવંશ સુધુમ્ન કથાય;
વૈવસ્વત મનુના પુત્રોનો,
વંશ સુકન્યા રૈવત સ્હાય. ૪૫
મનુ પુત્રના નભગ તથાશ્રી,
અંબરીષ આખ્યાન સ્વિકાર;
ક્ષમા કરી દુર્વાસા રક્ષ્યા,
ઇક્ષ્વાકુનો વંશ વિચાર.
માંધાતાની પુત્રીઓનાં,
પતિ સૌભરી રૂષી ગવાય;
પુરૂકુત્સ શ્રી હરિશ્ચંદ્રને,
સગર તેમના સુત ચરચાય. ૪૬
ભસ્મ થયા તે કપીલ શાપથી,

ભગિરથ ભૂપર લાવ્યા ગંગ;
શ્રીમદ્ રામ ચરિત્ર સુધારસ,
પુરી અયોધ્યે સત્ય ઉમંગ.
રામ કરે ભ્રાતા સહયજ્ઞો,
જે કુશ ઇક્ષ્વાકુ નિમિ અંશ;
બ્રહસ્પતિ સ્ત્રી તારા તેમજ,
પુરૂરવા ઉર્વશીનો વંશ. ૪૭
પરશુરામ સહસ્ત્રાર્જુનને,
હણે સુતો જમદગ્નિનેય;
પુરૂરવાના ચાર સુતોનો,
વંશ વિવેચન સમજ મનેય.
કથા યયાતિ દે વૈરાગ્યજ,
શ્રી દુષ્યંત ભરત આખ્યાન;
રંતિ દેવ તથા અજમીઢજ,
આદિ વીરોનું કર યશગાન. ૪૮
જરાસંધને રાય યુધિષ્ટિર,
દુર્યોધન આદિક રાજાય;

તેમ યયાતિ પુત્રો વંશજ,
વિદર્ભ સુત ત્રણુનો મહિમાય.
પતીત પાવન કથા શ્રવણુથી,
લો અનુભવ દૈવી સુખ છાય;
પછી કૃષ્ણ બળદેવ પ્રભુનો,
જન્મ એ યદુવંશે થાય. ૪૯

---

## ॥ दशम स्कंध. ॥
## ( પૂર્વાર્ધ. )
### સવૈયા.

શ્રીમદ ભાગવત દશમે સ્કંધે,
છે શ્રી કૃષ્ણ કથા રસ પાન;
કંસે દેવકીના ષટ પુત્રો,
નાશ કર્યા વ્યાપ્યું અજ્ઞાન.
માત દેવકીના ગર્ભે તો,
શ્રી ભગવાને કીધો વાસ;
દેવોએ સ્મરતાં વિશ્વંભર,

શ્રી ગોકુળમાં પ્રકટયા ખાસ, ૫૦
એથી કંસે વ્રજ બાલકને,
હણવા કીધો શરૂ પ્રયત્ન;
નંદરાયતો કૃષ્ણ જન્મથી,
ઉત્સવ ઉજવે અર્પે રત્ન.
કૃષ્ણ કનૈયે હણી પૂતના,
તૃણાવર્ત્તનો પ્રાણ હરાય;
નિજ મુખમાં બ્રહ્માંડ બતાવ્યું,
ગર્ગાચાર્યે નામ ધર્યાંય. ૫૧
અનંત નામી ઈશ્વર તોપણ,
કૃષ્ણ અને બલદેવ સુનામ;
દેવ દામણાથી બંધાતાં,
ગણે યશોદા બાળક આમ.
શાપ થકી ગુહ્યક છુટવાથી,
સ્તુતી કરે શ્રીજીની ત્યાંય;
વત્સાસુરને બકાસુર જો,
અઘાસૂરનો નાશજ થાય. ૫૨

ગોપ બાલ વાછરડાં હરતા,
બ્રહ્મા હારી સ્તુતી કરેય;
એમ ધેનુકા સુર સંહારી,
પ્રભુ તાલવનમાં વિચરેય.
કાલિય મર્દન પછી સ્વજનને,
દાવાનળથી શ્રી રક્ષેય;
શ્રી બલરામે પ્રલંબ આસુર,
હણતાં નીજ જન સંતોષેય. ૫૩
બગવાને દાળાનળ પીતાં,
ગોપ ગાય ઉગર્યાં નવનીત;
સુંદર વર્ષા શરદ રૂતુના,
દર્શન નીરખે ભકત ખચીત.
કૃષ્ણ બંસીના મધુર નાદથી,
સ્તવે ગોપિયો હર્ષ અપાર;
મુરલીધરને પ્રસન્ન કરવા,
'વ્રત કાત્યાયનીં' થાય સ્વિકાર. ૫૪
વળી શ્રી હરિ દ્વિજ નારી પર,

કરે અનુગ્રહ પ્રેમ વિશાળ;
ગિરિ ગોવર્ધન દીવ્ય મહોત્સવ,
કરાવતા શ્રી દીન દયાળ.
ઇંદ્ર કોપથી ગિરિરાજને,
ધર્યો ટચલીએ ગોકુળ સહાય;
નંદરાય ગોવાલ વૃંદમાં,
શ્રી નટવરનું દૈવત ગાય. ૫૫
એ પરચાથી કામધેનું, ને,
ઇંદ્રે કીધો મહાભિષેક;
નંદરાયને વરૂણ લોકથી,
લાવે વધ્યાં પરાક્રમ ટેક.
વૃંદાવનમાં રાસ રમ્યાને,
થયા શ્રી પ્રભુ અંતર્ધ્યાન;
તિહાં ગોપિયો વિહ્વલ બનતાં,
શ્રીવરને શોધેય નિદાન. ૫૬
'ગોપી ગીત' પરાભક્તિમય,
ગાતાં પ્રગટયા રાધે શ્યામ;

જળ ક્રીડાને વનક્રીડાથી,
રમતાં શ્રીજી દે સુખધામ.
શંખચુડને અજગર તાર્યો,
યુગલ ગીતથી શ્રીધર સ્હાય;
કૃષ્ણ અને બલદેવ બોલાવા,
કંસે અક્રુરને મૂકયાય. ૫૭
અહીં પ્રભુએ કેશી તેમજ,
વ્યોમાસુરનો ટાળ્યો ત્રાસ;
ગોકુલમાં અક્રૂર લે સ્વાગત,
પણ ગોપીગણ બને ઉદાસ.
શ્રી યમુનામાં વિષ્ણુ દર્શન,
અક્રૂર લૈ આરાધે નાથ;
શ્રીએ રંગારી સંહારી,
માલી સુદપર રાખ્યો હાથ. ૫૮
કુબજાદાસી બની પદ્મિણી,
વળી કૃષ્ણ બલરામ સખાય;
હસ્તિ કુવલયાપીડ હણીને,

કુસ્તી કાજ અખાડે જાય.
અધમ મલ્લગણુ કંસ વિદારી,
માત પિતાને દર્શન દેય;
ઉગ્રસેનને રાજ્ય સોંપતા,
ગુરૂ ગૃહે શુભ શિક્ષણુ લેય. ૫૯
નંદ યશોદાને દે શાંતિ,
ઉદ્ધવજી વૃજમાં આવેય;
ગોપીગણુને સુબોધ આપી,
પછી પંથ મથુરાનો લેય,
ધ્યાએ કુબ્જાને સંતોષી,
હસ્તિનાપુરે અક્રૂર જાય;
ધૃતરાષ્ટ્રી લીલાને જોઇ,
પાછા મથુરામાં આવ્યાય. ૬૦
ઓગણુપચાસ અધ્યાયોનું,
વર્ણુન આ સમજો પુર્વાર્ધ;



## ( उत्तरार्ध. )

### સવૈયા ચાલુ.

નેવું અધ્યાયે પૂરણ જો,
દશમ સ્કંધ કથા ઉતરાર્ધ.
જરાસંધથી ડરી શ્યામજી,
ગયા દ્વારિકા લૈ જન વૃંદ;
મુચકુંદે દષ્ટિથી બાળ્યો,
કાળ યવનને હણ્યો પ્રચંડ. ૬૧
સ્વિકારતાં સંદેશ શ્રીપતિ,
શ્રી રૂક્મિણીનું હરણ કરેય.
પુરી દ્વારિકા કુશલ પહોંચે;
લગ્ન પછી અક્ષય સુખલેય;
શંબર દૈત્ય હણ્યો પ્રદ્યુમ્ને,
તેમ અહીં શ્રી માધવરાય.
જાંબવતિ પરણ્યા સતભામા;
મણિ ચોરનું આળ હરાય. ૬૨
વળી પાંચ કાલિંદી આદી,

પટરાણી પરણી લાવ્યાય;
નરકાસુરને હણી-સુધર્મા,—
પારિજાતક લૈઆવ્યાય;
પ્રેમવાદ કનડે રૂક્મિણીને,
ત્યાં સાંત્વન જગદીશ કરેય
બલદેવે રૂક્મિને માર્યો;
બાણાસુર જે ગર્વ ધરેય. ૬૩
એણે જકડયો અનિરૂદ્ધને,
તેથી કૃષ્ણે કાપ્યા હાથ;
નગ રાજાને મુક્તિ આપી,
બલભદ્રે લીધો વ્રજપાથ;
ત્યાં ગોપીગણથી વૈભવતાં,
યમુનાને ખેંચ્યા નિરધાર.
પૌંડક નકલી તેને શ્રીજી;
હણે મિત્ર સાથે એ વાર. ૬૧
દ્વિવિદ નામ વાનરને મારી
સાંબ છોડાવ્યો બલભદ્રેય;

હસ્તિનાપુર ખાંગું કીધું.
અહીં મુનિ નારદ આવેય;
શ્રીજીને સૌરાણી ગૃહમાં,
નીરખી નારદ વિસ્મય થાય.
જરસંધના કેદી નૃપના,
સંદેશે કેશવ કોપ્યાય. ૬૫
ઇંદ્રપ્રસ્થમાં જરાસંધનો;
ભીમસેનથી કરવ્યો નાશ,
પછી શ્રાપદે સર્વ નૃપોને.
રાજપાટ નિજ સોંપ્યા દાસ;
શિશુપાલ વધ જો દુર્યોધન,
યજ્ઞે લેખે નિજ અપમાન.
લડે શાલ્વથી યાદવ ત્યાં શ્રી;
લે એ માયાવીનો પ્રાણ. ૬૬
વિમાન તોડી દંતવક્ત્રનો,
ને વિદુરથનો જીવ હરેય;
શ્રી બલરામે યાત્રા કીધી,

બલ્વલનો સંહાર કરેય.
મિત્ર સુદામાને સન્માન્યા;
વૈભવ આપ્યો ઈંદ્રસમાન,
કુરૂક્ષેત્રમાં નૃપો યાદવો,
અરસપરસમાં દે સન્માન. ૬૭
પટરાણી સો સ્વયમ લગ્નની.
વાત દ્રૌપદીને કહેછેય;
વસુદેવજી કુરૂક્ષેત્રમાં,
યજ્ઞ કરી શાંતિ લેછેય;
ઉભય સખા માતાને પાછા.
મૃત ભ્રાતા લાવીને દેય,
હરણ સુભદ્રા કર્યું અર્જુને.
નિર્ગુણ વેદો બ્રહ્મ વદેય. ૬૮
હરિભક્તને મોક્ષ મળે ને,
દેવ દાસને વૈભવ છાય;
સર્વ દેવના દેવ શ્રી પતિ,
ભૂધર ભક્તાધીન ગવાય;

બંસીધર મોહન શ્રી કૃષ્ણે,
વિસ્મય લીલા કરી અનેક.
દાસ આમ શિવરામે સ્મરતાં;
દેય દ્વારિકા નાથ વિવેક. ૬૯

## ॥ एकादश स्कंध ॥

### સવૈયા.

શ્રીમદ ભાગવત સ્કંધ એકાદશ,
છે રસ અમૃત તત્વ સમાસ.
દૈવી સુખ લે જ્ઞાન એ થકી,
દે શ્રી હંસ પરમપદ વાસ;
યાદવ પુત્રો રૂષી મુનીની,
કરે મશ્કરી કોપ થતાંય.
શાપ વડે સૌ યાદવ કુલનું;
બન્યુ નિકંદન માંહો માંહ્ય. ૭૦
વસુદેવને શમવે નારદ,
પૃષ્નોત્તરમાં વિષયો ચાર.
માયા-તે તરવા શું સાધન ?

બ્રહ્મ-અને કર્યું કર્મ શ્રીકાર;
શ્રી અવતાર તણી લીલાઓ,
અનંત ગાતાં દે આનંદ.
ભક્તિ હીણુની અધમ ગતિતો;
વિવેકથી પૂજો યદુનંદ. ૭૧
હવે સ્વધામે કૃષ્ણ પધારો!
એમ સ્તવે બ્રહ્માદિ દેવ.
દત્તાત્રેય ગણે જગ ગુરૂમય,
પણ ચોવીશ ગુણ કહે સ્વમેવ;
અચળ અડગ ગુણ લે પૃથ્વીથી,
વાયુથી અવિકારી રહેય.
આકાશેથી નિર્લેપી ને;
જળથી પ્રેમશુચી ગુણ લેય. ૭૨
ગણે ન અગ્નિ ઉંચ નીચતા,
ચંદ્ર મુક્ત તન આત્મા જાણુ.
શ્રી સવિતા સુરજ દાતા મય;
હોલા કુલની વિષયે હાણ,

સ્વાશ્રય સદ્‌ગુણ અજગર આપે
સાગર ગંભિરતા વિતરાગ.
પતંગથી રૂપ લાલચ તજવી;
મધમાખીથી સંગ્રહ ત્યાગ. ૭૩
કામ અંગ તજ હાથી જોઇ,
મધ વિક્રયથી નિર્લોભીય;
ગાયન વશ તજ હરિણ નિહાળી.
રસ મમતા મત્સ્યે થોભીય;
માન નિરાશા લે પિંગલાથી,
અણ સામર્થ્ય ટિટોડા થીય.
સમતા ગુણ બાલકથી લેને;
કન્યાથી ગુણ એકાકીય. ૭૪
બાણકારની જો સંયમતા
સહજ समाधि असंप्रज्ञात्
સર્પ સમાન રહેવું અકળિત.
કરોળિયે નિષ્ટા જગતાત;
ભયથી કીડા ભ્રમર બને તો,

પ્રભુ બ્હીકથી નરતન તાર.
એમ જગતને દત્તગુરૂશ્રી;
સર્વ મહીંથી શિખવે સાર. ૭૫
આત્માથી જગનું મિથ્યા પણુ
સહજે જણાય છે જૂદાણુ,
બદ્ધ મુક્ત સર્જનને ભક્તિ,
લક્ષણુ સત્સંગેથી જાણુ;
કર્મ કેમ કરવાં ? ને તેની,
ત્યાગ વ્યવસ્થા સમજ પ્રમાણુ.
સત્વ ગુણેથી લે સદવિદ્યા,
ચિત્ત અને ગુણુ ભેદ પિછાણુ. ૭૬
ભક્તિની ઉત્તમતા અદ્ભુત;
ધ્યાન યોગ મહિમા પંકાય,
શ્રી વિષ્ણુનું શર્ણ ચહાતાં.
નડતર કારક સિદ્ધી સ્હાય;
વિભૂતિઓનું વર્ણન જાણો.
જો શ્રી હંસ પ્રભુ ભગવાન.

બ્રહ્મચર્યને વાનપ્રસ્થનો;
વદે ધર્મ, સંન્યાસ નિદાન. ૭૭
યાનાદિકનો ત્યાગ કેળવો,
જ્ઞાન ભક્તિને કર્મ ઉપાય.
સકામ કર્મે દેશ કાલને
દ્રવ્યાદિક ગુણ દોષો છાય;
અનુભવો તત્વાદિક સંખ્યા,
જન્મ મરણ ઘટમાળ પ્રકાર.
તિરસ્કાર લોકોનો સ્હેવા;
મનવશ રાખી ધૈર્ય વધાર, ૭૮
આત્માથી સૌની ઉત્પત્તિ.
અંતે સૌ તેમાં લય થાય;
નિર્ગુણ આત્માને સ્થિર કરવા,
સાત્વિક શીલ મંતિ સુખદાય;
મનની અખંડ શાંતિ માટે,
કુસંગ છોડી કર સતસંગ;
પૂજન ક્રમ જો અંગો સાથે,

જ્ઞાન યોગ સંક્ષિપ્ત પ્રસંગ. ૭૯
ભક્તિ બોધ દઇ શ્રી કૃષ્ણે,
યાદવાસ્થળી રચે કુપાય;
પછી સ્વધામે પ્રભુ પધાર્યા,
આકાશે ફુલ વૃષ્ટિ થાય.
સ્કંધ એકાદશના અધ્યાયો,
એકત્રીસ તણો આ સાર;
દામ દ્વારિકાનાથ દયાઘન,
ભકતોના ભય ભંજન હાર. ૮૦

---

## ॥ द्वादश स्कंध. ॥

### સવૈયા.

દ્વાદશ સ્કંધે જરાસંધના,
વંશ વર્ણું શંકરની વાત;
લેવાશે કલ્કી અવતાર જ,
દુષ્ટોને હણશે સાક્ષાત.
નમસ્કારનું મહાત્મ્ય કલિમાં,

શ્રી ભગવાન અધિક સ્થાપેય;
નિત નૈમિત્તિક પ્રાકૃતિકને,
આત્યંતિક પ્રલયો માપેય. ૮૧
મૃત્યુ ભય લય મોક્ષ પરીક્ષિત,
સર્પ યજ્ઞ નૃપ પુત્ર કરેય,
અથર્વનો વિસ્તાર–પુરાણુજ,
વિભાગ લક્ષણ જ્ઞાન ભરેય.
શ્રીમદ ભાગ્વત શ્રવણ તણું ફળ,
અપાર દૈવી સુખ આપેય;
માર્કંડેય ચરિત્ર અલૌકિક,
ભક્તિથી શ્રીવર ભેટેય. ૮૨
શ્રી શિવથી તે શ્રેય અભય વર,
મહા પુરૂષનું વર્ણન વાંચ;
પ્રતિ માસના સુર્ય જુદાજો,
દ્વાદશ સ્કંધ વિષયમાં રાચ.
અનુક્રમણિકા તેની સમજો,
પુરાણ મહિમા સંત કહેય;

દામોદર શિવરામ પ્રભુપદ,
કરસ દ્વારિકાનાથ ચહેય. ૮૩

---

## ॥ समस्त सार. ॥
### ( એકજ કવિતામાં. )
### સવૈયા.

શ્રીમદ ભાગ્યવત મહા પુરાણે,
છે હરિ કીર્તન મોક્ષ વિચાર;
દેવ પુરાણુ શ્રુતિને સ્મૃતિના,
સુધાપાનથી જન્મ સુધાર.
પ્રથમ સ્કંધમાં રાય પરીક્ષિત;
શ્રી નારદનું છે આખ્યાન,
વિપ્રશાપથી રચ્યા પરીક્ષિત,
ઉપવાસી સંયમ લે ધ્યાન. ૮૪
શ્રી શુકદેવ પરીક્ષિત વચ્ચે,
કથા રૂપ સુણુ આ સંવાદ;
નમો ભગવતે વાસુદેવ શ્રી,

હરયે નમઃ કુશળમય નાદ.
બીજે સ્કંધે શ્રીવર ધ્યાને,
અંત મળે મુક્તિથી રાચ;
નારદને બ્રહ્મા સંવાદજ,
અવતારોનું વર્ણન વાંચ. ૮૫
મહતત્વાદિક ક્રમથી સમજો,
પ્રધાન કાર્ય રૂપે વૈરાટ;
ત્રીજે સ્કંધે વિદુર ઉદ્ધવ,
મૈત્રેયી સંવાદ સુવાત.
પુરાણને સંહિતા સવાલજ,
સ્થિતી ગહાજન પ્રલયે ક્રમ;
ગુણનો શોભ કરેય પ્રકૃતિ,
અહંકાર મહતત્વજ તેમ. ૮૬
પંચ મહાભૂતો આસા તે,
વિકૃતિઓનાં ઉદ્ભવમાંહ્ય;
ષડ વિકાર ઉપજે બ્રહ્માંડજ,
સ્થુળ સૂક્ષ્મ કારણ લેખાય.

નાભી કમળે બ્રહ્મા પ્રકટયા,
હિરણ્યાક્ષ સંહાર વૃતાંત;
સમૂદ્રમાથી પૃથ્વી તારે,
વરાહ રૂપ ધરે શ્રીકાન્ત. ૮૭
દેવ પશુ પક્ષી જન આદિ,
જન્મ રૂદ્રની સૃષ્ટિ છાય;
અર્ધનારીઇશ્વરમાં સ્રીથી,
શતરૂપા પ્રકૃતિયે થાય.
પુરૂષ થકી તો સ્વયંભુવમનું,
કર્દમ પ્રજાપતિ તેનાય;
શ્રી ભગવાન કપિલ દેવેશા,
દેવહુતી સંવાદ વદાય. ૮૮
ચોથે સ્કંધ મરીચી આદી,
નવ બ્રાહ્મણનો જન્મ પ્રકાશ;
ધર્મપત્નિઓ વંશ વિવેચન,
દક્ષ પ્રજાપતિ યજ્ઞ વિનાશ.
પ્રાચિન બર્હિષ ધ્રુવ પૃથુના,

ચરિત્ર નારદ પ્રવચન ધાર;
પંચમ સ્કંધે પ્રિયવ્રત નાભી,
રૂષભદેવ સુણ ભરત ચિતાર. ૪૯
દ્વીપ સમૂદ્રો પર્વત ખંડો,
નદિયો જ્યોતિષ વર્ણન સાર;
પાતાળી નરકોની સમજણ,
પછી સ્કંધ છઠ્ઠો વિસ્તાર.
પ્રચેતા થકી દક્ષ તે તણી,
કન્યાઓથી ઉપજ્યા દેવ;
દૈત્ય માનવી પશુ વિહંગમ,
વૃક્ષ વિગેરે થાય સ્વમેવ. ૫૦
વૃત્રાસુરની વાત પછી તો,
સ્કંધ સાતમો આરંભાય.
દીતી પુત્રો હિરણ્યાક્ષને;
હિરણ્યકશિપુ વધ કહેવાય,
પરમ પવિત્ર મહાત્મા વૈષ્ણવ.
શ્રી પ્રલ્હાદ ચરિત્ર સ્વિકાર;

અસહન કષ્ટે ભજનાનંદે,
લેશ ન ઉપજે ક્રોધ વિકાર. ૯૧
અષ્ટમ સ્કંધે મન્વંતરના;
વર્ણન ગજેન્દ્ર મોક્ષ સમાસ,
શ્રીજીના હયગ્રીવ વામની.
મત્સ્ય કૂર્મ નરસિંહ વિકાસ;
સમૂદ્ર મંથન પ્રભુ કરાવે,
દેવોને દે અમૃત પાન.
નવમે સ્કંધે ભુપતિઓના;
વંશ શ્રવણમાં હો એકતાન, ૯૨
ઇક્ષ્વાકુ જઇલા ને તારા.
સુધુમ્ન વર્ણન શ્રી સવિતાય;
શ્રાદ્ધ નૃગ આખ્યાન સુકન્યા,
કુકુત્સ્થ શર્યાતિ કહેવાય.
માંધાતા ખટ્વાંગ સૌભરી;
સગર વાત શ્રી રામ કથાય,
કર્યો નિમિએ દેહ ત્યાગને.

જનકવંશ ઇતિહાસ સધાય; ૫૩
પરશુરામને શશીવંશથી,
એલ યયાતિ નહુષ સ્રજાય.
દુષ્યંતોથા શાંતનુ પછી;
ભિષ્મ શ્રી યદુવંશ ભજાય,
જગદીશ્વર ભગવાન હરિને.
સોળકળા પૂરણ અવતાર;
વસુદેવથી જનમી ગોકુળ,
નંદરાયના ખોલે દ્વાર. ૫૪
દશમે સ્કંધે કૃષ્ણ પ્રભુ હે;
સ્તનપાને પુતનાના પ્રાણ,
બાલવયે દામણુ બંધાતાં.
વૃક્ષ ઊખેડયા હે મહી દાણ;
તૃણાવર્ત્ત દંભી બગલાસુર,
વત્સાસુર સંહાર કરાય.
અસુર ધેનુકા તેમ સ્વજન સહ;
પ્રલંબ આદી દૈત્ય હરાય, ૫૫

દાવાનળથી ગોપ બચાવ્યા;
કાલીય મર્દન લીલા શ્રેષ્ટ,
અજગર મુખથી નંદરાયને.
ઉગારતાં ગઈ નડતર નેષ્ટ;
વૃત કાત્યાયની ગોપ સુતા લે,
દ્વીજ નારીગણ પર શ્રી સ્હાય.
ભૂદેવો પસ્તાય ગિરિશ્રી,
ગોવર્ધન સહજે ઉચકાય. ૯૬
કામધેનુને ઈંદ્રે કીધો,
મુરલીધરપર મહાભિષેક;
શરદપુનમપર શ્રીરાધાવર,
રાસ રમે લે વેશ અનેક.
શંખચૂડને અરિષ્ટ આસુર,
કેશી દૈત્ય હણે વૃજનાથ;
ગોકુળમાં અક્રુર આવેથી,
યુગલ સખા લે મથુરાં પાથ. ૯૭
કૃષ્ણ વિયોગે પ્રેમ વિરહમાં,

વૃજ ગોપીગણુ કરે વિલાપ;
અહીં કૃષ્ણુ બલરામ ઉમંગે,
મથુરામાં હરતા સંતાપ.
બલિષ્ટ હાથી મલ્લ વિગેરે;
મદાંધ કંસ રણાયે આમ.
ગુરૂદક્ષિણામાં મૃત બાલક,
સંદિપનિનો સોપે શ્યામ. ૫૮
યાદવ હિત જો વારંવારે;
જરાસંધ સેના સહ લાશ,
મુચકુંદથી કાલયવન લય.
પછી દ્વારિકે શ્રીનો વાસ;
હરિ રૂકિમણી સભા સુધન્વા,
વૃક્ષ પારિજાતક લાવ્યાય.
ઓખાહરણુ સમે શંકરને;
બહુ બગાસાં ઉપજાવ્યાય. ૫૯
બાણાસુરના બાહુ કાપ્યા;
ભોમાસુર સંહાર કરીય,

સોળ હજાર એકસો કન્યા.
પ્રભુ પત્નિઓ આપ ઠરીય;
શિશુપાલ, ને શાલ્વ દુર્મતિ.
દંતવક્ત્રનો ટાળ્યો ત્રાસ;
શંબર અસુર દ્વિવિદ વાનર જો,
પાઠ મુરે શંખાસુર નાશ. ૧૦૦
પૌંડ્રક નકલી બળવે કાશી;
કુરૂક્ષેત્રમાં પાંડવ હાથ,
ગીતા એ ભુ ભાર ઉતાર્યો.
અકુળ કળા કળવે શ્રી નાથ;
સ્કંધ એકાદશ નીજ યાદવકુલ,
બ્રાહ્મણુ શાપ નિમિત્ત ધરીય.
માંહોમાંહ્ય વિનાશ કરાવે;
કૃષ્ણુ સુબોધે ઉદ્ધવ થાય. ૧૦૧
જ્ઞાન અને વેદાંત વિગેરે.
સંવાદે મનને સુખ માય,
શ્રી દત્તાત્રય આતમજ્ઞાને.

સાર સહુમાંથી લેતાય;
ગુરૂ રૂપ છે સૃષ્ટિ આખી,
તોપણ ચોવીશના ગુણ છાય.
નવયોગેશ્વર વાત વળી શ્રી;
હંસપ્રભુ ઉપદેશ કથાય.. ૧૦૨
તજ્ને કુ સંગત શાંતિ મળવા;
યત્ન કરી શોધો સતસંગ,
પ્રભુ પ્રભાસે સ્વયોગ બળથી.
આત્માથી અળગે સ્થુલ અંગ;
દ્વાદશ સ્કંધે ચાર યુગોનો,
લક્ષણ તેમય વૃત્તિ ભાળ.
કલી દુર્દશા કરે જનોની;
ચાર પ્રકારે પ્રલય નિહાળ. ૧૦૩
નિત નૈમિત્તિક આત્યંતિકને,
પ્રાકૃતિક જગ રચના જાણ.
રાય પરીક્ષિત મોક્ષ થયાની,
વાત વેદ વિસ્તાર પ્રમાણ;

માર્કંડેય રૂષીની ગાથા,
શ્રી ભગવાન પુજાની માંહ્ય.
મહા પુરૂષના અંગાદિકની;
દીવ્ય કલ્પના ધરવા ચાહ્ય, ૧૦૪
શ્રી સવિતા સુરજનારાયણ.
વ્યુહ ચક્ર મંડળ વરણાય;
પ્રભુ પરાયણ્ સત્યે રહેવું,
એ શ્રી ભાગવત સાર ગવાય.
નવધા ભક્તિ પ્રેમ પરાથી;
જો નિત રાધે શ્યામ રટાય,
દાસ દ્વારિકાનાથ શરણુ દે,
શ્રીવર ચરણે ચિત ચોંટાય. ૧૦૫



## ॥ श्री गोपिओनुं गीत ॥

**( શ્રીમદ ભાગવત દશમ સ્કંધ.**
**અધ્યાય ૩૧ મો. )**

**દોહરા.**

શ્રી રણછોડ દયાનિધી,
પ્રાણજીવન આધાર;
લે અવતાર અધર્મમાં,
હરે પૃથ્વીનો ભાર.
એવા કૃષ્ણ જનમ વિષે,
બાળ લીલા વૃજમાંહ્ય;
રમતા કહાન છુપે તિહાં,
ગીત ગોપીઓ ગાય.

---

રાગ. બારમાસી-કે-'વટસાવિત્રી'
હે શ્રીકૃષ્ણ તમારા જન્મે,
ભૂમી વૃજ શોભીરે;
તેમ વિજય થયો આનંદ,
વિભૂતી થોભીરે.
જેણે પ્રાણ ધર્યા તમકાજ,
એવી અમો દાસીરે;
શોધે તેને દરશ' દો તૂર્ત,

હરશો ઉદાસીરે. ૧

હે રતિપતિ ! પદ્મથી શ્રેષ્ટ.
તમારી કાંતિરે;
તેવા કમળનયનની સાન,
હરે ગમ શાંતિરે.
જેમ શસ્ત્રથી વધ તેમ નક્કી
દષ્ટિ વધ જાણોરે;
જેથી ટકવા હમારા પ્રાણ,
ન દર્શન તાણોરે. ૨

કાલીનાગથી વિષ યમુના જલ,
છે જીવ હરતારે;
વાયુ ઘુમરી અને વીજળીય,
અઘાસુરે ડરતારે.
વ્યોમાસુર મય દાનવ કેક,
પીડા અતિ કનડેરે;
તેમાં આપ વિયોગ ચિતાર,
શ્રીધર લ્યો મનડેરે. ૩

સુમિત્ર! ન કેવળ આપ,
ાદા જાયારે;
। છો સહુ અંતર આત્મ,
જગરાયારે.
। બ્રહ્માની વિનતી વિચારી,
ાતને ઉગાર્યું રે;
ેા યદુ કુળમાં અવતાર,
ણું સ્વિકાર્યું રે. ૪
ેણુ કુળના વડા હે કાન્ત!
મય તમ કર છેરે;
પંકજ શર્ણું સહાય,
પી સુખતર છેરે.
પ સર્વ મનોરથ પૂર્ણું,
દ્ધિ નિવાજેરે;
ા તે અમ શિરપર શ્યામ,
કટ તક આજે રે. ૫
જ જનની વ્યથા હરનાર,

વિભુ વીર વ્હાલારે;
મંદ હાસ્યે હણો શિશુ ગર્વ,
શ્રી નંદલાલારે.
અમદાસી તણો ગૃહો હાથ,
તેમાં પણ ર્‌હેલુંરે;
મુખ મનહર સુખકર આપ,
બતાવો વ્હેલુંરે. ૬
તમ ચર્ણને પ્રણમે જેય,
તેના અઘ નાશેરે;
દયાથી પશુ રક્ષણ થાય,
લક્ષ્મિ નિવાસેરે.
કાલીનાગની ફેણ દમેય,
છે ધન્ય શ્રીવરનેરે;
અમ સ્તનપર લો પદતેય,
હરો કામ જ્વરનેરે. ૭
હે કમલાવર હે વીર,
મધુર તમ વાણીરે;

જેમાં સુંદર વાકયો ગુંથેલ,
વિદ્વાને વખાણીરે.
સામવેદથી મોહ્યાં અમોય,
હરિ રોષ છાંડોરે;
અધરામૃત પાન દેતાંય,
અમને જીવાડોરે. ૮
ગાય આપ કથા જન તેય,
મહા ભાગ્ય શાલીરે;
ત્યારે દર્શન જેને થાય,
એની શી ખ્યાલીરે.
બ્રહ્માદિકને મળે નવજીવન,
સ્મરતાં હરજીરે;
જેથી ઝાંખી દીયો ઝટ નાથ,
એવી દીન અરજીરે. ૯
હે ઇશ તમારૂં હાસ્ય,
નિરીક્ષણુ પ્રેમેરે;
ધ્યાને સુખદ વિહાર એકાંત,

સ્પૃહા વધે નેમેરે.
છાની વાતો પમાડે ક્ષોભ,
મનનં સત ત્રાપોરે;
પણ ભેટથી શાંત્તિ થાય,
દર્શન આપોરે. ૧૦
ગઉચારણ વ્રજથી વૃંદાવન,
વિચરો જ્યારેરે;
મૃદુ કમલ પદે વાગેય,
કાંકરી ત્યારેરે.
તૃણ અંકુર ખુંચે ધ્રુજેય,
શરીર હમાંરૂંરે;
મન કચળી ફરે ભગવાન,
આવો તો સારૂંરે. ૧૧
શ્યામ કેશે વિંટલ મુખ,
ગૌપદ રજ ઉડવાથીરે;
દીસે ભ્રમર સમાન પરાગ,
કમળ મુખ આથીરે.

જોઇ વદન ઉછળતો મદન,
વિરહને વધારેરે;
તોય આપની ભેટ ન થાય,
કુડા તમ ધારેરે. ૧૨
માટે હે મન ભય હરનાર!
કપટ ને કાપોરે;
શ્રી રમણ તમારૂં ચર્ણ,
શિશુ શિર સ્થાપોરે.
જગ ભૂષણ વિધિએ પુજેલ,
શ્રીપદ સુખકારીરે;
અમ ઉરપર લો તે ચર્ણ,
શાંતિ વિકારીરે. ૧૩
હરિ! અધરામૃત તમ સેવ,
સુ બુદ્ધિ વિકાસે રે;
સ્વરબંસીએ ચુંબન થાય,
શોક વિનાશેરે.
ચક્રવર્તિ તણા સહુ ભોગને,

તુચ્છ ઠરાવેરે;
પાઓ એ શ્રી હરિરસ પાન,
ધ્યાન ધરાવેરે. ૧૪
દિને આપ વને ફરતાય,
સમય યુગ લાગેરે;
સાંઝે વદન જોયે નડતીય,
પાંપણો આગેરે.
ત્યારે વિરહ તણા કરતાય,
બ્રહ્માજી નિંદાયેરે;
એક ક્ષણ પણ આપ વિયોગ,
સહન ન થાયેરે. —૫
પ્રભુ કાજ અમે તજતાય,
કુટુંબ કબીલારે;
બંસી ધુનમાં લીન થવાય,
કળો છો એ લીલારે.
અરે કપટી શું વદીયે વિશેષ,
વિચાર નકામા રે;

રજનીયે રમેશ વિનાય,
તજે કોણુ વામારે. ૧૬
વાતચીત સંકેત એકાંત,
વિરહને વધારેરે;
સ્મિત હાસ્ય છબી શ્રીરંગ,
રમા હૃદે ધારેરે;
જોઇ આ સહુ વારંવાર,
ઇચ્છા અતી થાયેરે;
તેથી તુર્ત મળો શ્રી કહાન,
દાસીઓ ગાયેરે. ૧૭
શ્યામ સુંદર! તમ અવતાર,
સુખદ જગમાંહીરે;
ગુપ્ત ઔષધ દીવ્ય પ્રતાપ,
અમરતા છાઇરે.
આપો કિંકરીએ તે રંચ;
હૃદય રોગ નાશેરે;
વૈદ આપ વિના કોઇ અન્ય,
ભેદુ ન ભાસેરે. ૧૮

ડરી ચર્ણ અમો સ્તન કઠણે,
ધીમેથી ધરતારે;
મૃદુ તે પદથી સહુ ગ્વાલન,
પ્રભુ! વને ફરતારે.
તિહાં કાંકરીઓ ખુંચતાંય,
પિડા શું ન થાતીરે!
એવા તર્કથી મન ગભરાય,
ભાન ભુલાતીરે. ૧૯

દોહરા.

પ્રેમ ગીતથી ગોપીયે,
મળ્યા કૃષ્ણ સાક્ષાત્;
શરદ પુનમપર ચાંદમાં
રાસ રમ્યા જગતાત.
એમ નેમ ત્યાં શ્રીહરિ,
હામ પુરે સૈ કામ;
દરસ દ્વારિકાધીશ દો,
દામોદર શિવરામ.

## ॥ जन्म मर्ण ॥

### હિંડી.

જન્મ મર્ણનો પ્રસંગ નથી કોને !
વસ્તુ માત્ર જીવ જંતુએ જુવોને
જે જણાય સર્વ આજ કોય કાલે,
ઉગ્યું આથમે ખિલ્યું ખર્યું નિહાળે. ૧
ભરતીઓટ ચઢેપડે ચક્રચાલે,
સુખે દુઃખ દિવસ જાય રાત ભાળે;
તેજ પછી અંધકાર એમ જાણી;
કર્યાં જાઓ सत्यकाम વેદવાણી. ૨

## ॥ श्री गीता सूचनाष्टक. ॥

### સવૈયા

શ્રી જગદીશે રચ્યા સહૂને,
એક કુટુંબી નારી નરોય;
સમય તણી તો કિમ્મત સમજી,
ધરો અચળ ઉત્સાહ ખરોય.
કરવાનો અધિકાર છતાં પણ,

દૈવ આપણા કૃત્યો જોય;
ગીતાનું સૂચન એકે,
ફળ આશ તજી શુભ કામ કરાય. ૧
જો ઉદ્યમમય પણ સેવકનું,
મન શ્રી મોહનમાં જોડાય;
સંસારે લેપાય ન તેવું,
ગીતા શીક્ષણ લે થોડાય.
જેમ કમલ જળનો સંબંધી,
તેમ સંત નિર્લેપી હોય;
કોય ધર્મનો દ્રોહ ન કરવો,
સાત્વિક પંથ હિતે વિચરાય. ૨
જીવ કદી લય થાય નહીં પણ,
દેહ વસ્ત્ર પોતે પલટાય;
નથી જન્મ તો મર્ણ ન થાતો,
આત્મા કેવલ અમર સદાય.
તો શુભ કામ ઉમંગે કરવાં,
ભવસાગર સહજે તરવાય;

માનવ દેહ ફરી નહીં મલતો,
શુધ વર્ત્તનથી સુખે ભજોય. ૩

જેમ નદી સાગરમાં ભળતી,
તેમ બન્યાનું આપ બનેય;
નિમીત્ત માત્ર કરે આપણને,
તો મનમાં શિદ સંશય લેય !;
નહીં શોક કે નહીં હર્ષમય,
'સમતા' દઢ શાંતિ સુખ લોય;
ભ્રાતૃભાવ સરળતા સંયમ,
શીલ વિવેક વડે વરજોય. ૪

દીવ્ય નયનથી જો અવલોકન,
કેવું આ વૈરાટ સ્વરૂપ;
અણું થકી બ્રહ્માંડ લગી છે,
'વિશ્વરૂપ દર્શન' ધન રૂપ;
અર્જુન બ્હીને સ્તવે કૃષ્ણને,
મોર મુકુટ દર્શન મન હોય;
ચૌદલોક બ્રહ્માંડ પ્રભૂના,
એક અંશ મય વિશ્વ ગણોય. ૫

વિશુદ્ધ પ્રેમજ વશીકરણ છે,
મનમાન્યું ફળ દે સૌનેય;
છો શ્રીમંત છતા અજ્ઞાને,
ભાન તજી શિદ રંક બનેય !.
ઉઠ ! જાગ ! મંડ્યા રહેવાથી,
નરથી નારાયણ પદ લોય;
કામ ક્રોધને લોભ તજો ત્રણ,
સમદર્શી સતસંગ ચહોય. ૬
હરિઃ ઓમ્ તતસત્ લગનીથી,
અર્જુન સમ અભ્યાસક થાય;
હૃદે બિરાજે કૃષ્ણ સારથી,
પછી વિજયમાં શીં શંકાય !.
સફલ બને સંસાર સુ યાત્રા,
નર સમ દુર્લભ દેહ ન કોય;
કલી નહીં પણ કરયુગ હમણા,
જેવું આપો તેવું લોય. ૭
દૈવી આ રચના નીરખીને,
પછી મમત અભિમાન હરોય;

વધારશો અધ્યાત્મિક વિદ્યા,
હ્રારિકેશથી ધ્રુવે ઠરોય.
દામ આમ શિવ રામ સમાવા,
ધામ પામવા નામ સ્મરોય;
ગીતાનું સૂચન એકે,
ફૂલ આશ તજી શુભ કામ કરોય. ૮

---

શ્રી.

## ॥ श्रीवरनां सरळ नामो ॥

( અક્ષરના ક્રમથી )

દોહરા.

શ્રીમદ વલ્લભ નંદ હો, નિર્લેપી નિષ્કામ;
અંતર્યામી અમર આ, અનંત અર્પું નામ. ૧
ઓમ્ શ્રીમ્ સ્વાહાપતિ, વૈશ્વાનર વૈરાટ;
નમું અખિલ અધિપતિ, અચળ અચ્યુત ગંગાઘાટર
અનુગ્રહી આકર્ષણી, અમૃત સાગર ઇશ;
અશરણુ શરણુ અશોક શ્રી અનિરૂદ્ધ આધીશ. ૩
આજાનુભુજ આદર્શમય, આત્મારામ અભેવ;

અજર અખંડાનંદ ધન આદિ પુરૂષ સ્વયમેવ.૪
આશ્રયદાતા ઇષ્ટમય ઉપેન્દ્ર સ્વામી સ્થિર;
અકળ અડગ અક્ષર યતી કુંવર કનૈયા વીર. ૫
કમલનયન કમલાપતિ કલ્પી કલ્પ કહાન;
શ્રીકલ્યાણ મહાકવિ કૃપાનિધાન સમાન. ૬
હરેકૃષ્ણ શ્રીકાન્તને કુબ્જા પ્રિય કનકેશ;
કાલિયમર્દન કદમવર કામદેવ કાલેશ. ૭
કુંજવિહારી કુમુદશ્રી કેશવ ખગપતિનાથ,
ગદાધાર શ્રીગરૂડવર ગોપ ગિરિધર સાથ. ૮
ગૌરવગણ ગુણગ્રામ ગૃહ ગુરૂ ગોકુલાધીશ,
શ્રી ગોપાલક ગોપતિ ગોપીનાથ ગિરીશ. ૯
ગોવર્ધન ગોવિંદને ગુંજાધર ઘનસ્યામ,
ચક્રપાણિ ચિંતામણિ ચક્રવર્તિ ચિરનામ. ૧૦
ચક્ર સુદર્શની ચતુરભુજ ચંદ્રકાન્ત ચોપાસ,
છાયાકર છોટમ છબી ઘંટા ઘોષ સમાસ. ૧૧
જય શ્રીમંત યદુપતિ શ્રીયમુનેશ જયંત,
કિશોર કામલીદંડધર ચપળ ચમન શીલવંત.૧૨
જગજીવન જગદીશ જે જગરંજક જશવાન,

જ્યોત જનાર્દન જતનમય જગન્નાથ યજમાન.૧૩
શ્રી ટિકાત ઝાંઝર ધરણ ઠાકોર ડાકોરનાથ,
ડંક ઢાલત્રાતા તરૂણ તરૂણ તારણી તાત. ૧૪
તીર્થ ત્રિવિક્રમ તિમિરહર ત્રિભુવન થાક વિદાર,
પુષ્પહારમાં થાગ છો દમન દિવાકર દાર. ૧૫
દશાવતાર દયાનિધિ દર્પણ દ્રુમ દાનેશ,
દાણી દૂધ દહીં દ્રવી દીનાનાથ દ્રગેશ. ૧૬
દેવકીનંદન ધૈર્યધર ધર્મવીર ધ્યાનેશ.
ધરણીધર ધન્વંતરી નમન નિરંજન વેશ. ૧૭
શ્રી નવનીત નૃસિંહજી નૂર નરોત્તમ ઓર,
નરનારાયણ નાગવર નટવર નંદકિશોર. ૧૮
નિગમાગમ નાયક નિડર નાગર નવલનિશાન,
નિરાકાર નરમણિ નૃપતિ નૂતનનાદી નિદાન,
નિર્વિકાર નરહરિ નયન ન્યાયી નિર્ણયી નેમ,
નૌતમ નિકટ નિકેતની નાથ નિભાવક ક્ષેમ. ૨૦
નિખિલ શાસ્ત્ર નિષ્ણાત છો નૌકા નીરનિવાર,
નંદનવન પ્રિય નંદસુત નિગૂઢ નોખા સાર. ૨૧
રંકનિવાજ નિરામયી નેતા નાડી શ્વાસ,

પૂર્ણ પ્રભુ પરમાતમા સ્નેહી સ્વયંપ્રકાશ. ૨૨
પતીત પાવન પ્રેમમય પદ્મનાભ પ્રદ્યુમ્ન,
પરમેશ્વર પરબ્રહ્મશ્રી પરમાનંદ મહિમ્ન. ૨૩
પ્રાણનાથ પ્રિયતમ પ્રણવ પરશુરામ પ્રયાગ,
પાલક પુરૂષોત્તમ પિતા પ્રભા પુનિત અનુરાગ ૨૪
પીતાંબરધર ફેણુવર બદ્રીનાથ બલેશ,
બંસીધર બ્રહ્મણ્યશ્રી બાલક્રિષ્ણ બંકેશ. ૨૫
બીડભંજ ભાનુ ભલા સિદ્ધિ દાતા છત્ર,
કષ્ટ નષ્ટકર યંત્રવર સનાતની સર્વત્ર. ૨૬
ભક્તવત્સલ ભાવમય ભૂધર ભેષજ સ્થાન,
મુક્ત યશોદાના સુહૃદ શ્રીમુકુંદ ભગવાન. ૨૭
મહારાજ દર્શનમયી સ્વદેશ હિતકર છાપ,
અનલ અનિલ જમીન જલ નભ ઐશ્વર્યપ્રતાપ ૨૮
મંગલેશ મથુરાપતિ મદન મોહને લાગ,
મચ મનહર મધુસૂદને મહેન્દ્ર માધવ બાગ. ૨૯
મુરલીધર મહિધર મથન મુખી મહાત્મા માલ,
મયુર પિંચ્છધર માવજી મધુર મુરારી બાલ. ૩૦
યજ યાદવ યોગી હૃદય યુગલજોડ યજ્ઞેશ,

શ્રી રણછોડ રતિપતિ રસિકરાય વ્યોમેશ. ૩૨
રમારમણ વરરાધિકા રાઘવ રણજીત રામ,
રાસમંડપી લલિતપ્રિય લ્હેરી હાથ લગામ. ૩૩
લાલન લીલા નાટકી લોકમિત્ર લટકાળ,
લોકનાથ લોલક ધરી લગન લાડિલો લાલ. ૩૩
વનમાલી વામન વિટપ વસંતરાજ વિરામ,
વંશ વર્ધની વિરલનર વ્યંકટેશ વિશ્રામ. ૩૪
વૃજવલ્લભ વૃંદાવની વિઠ્ઠલ વાસુકિદેવ,
વિશ્વસેન વિશ્વાતમા વિશ્વનાથ વરૂણેવ. ૩૫
વાસુદેવ વાજીંત્રસ્વર વગવર્ધક વ્યાપાર,
વિશ્વરૂપ વિજયી વડા વિષ્ણુ વિશ્વાધાર. ૩૬
વિશ્વંભર વિનયી વિભુ વિશ્વયોની વાગેશ;
વિશ્વબાહુ વિજ્ઞાનદા વિદ્વન વર બ્હાલેશ. ૩૭
શત્રુજીત શાંતિસખા શામળ શાલિગ્રામ;
શ્રીધર શ્રીપદ શ્રીપતિ શ્રી નિવાસ સરિયામ.૩૮
શ્રીરંગય શ્રીમાનને શ્રીવર શેઠ શ્રીહંસ;
શકકર્ત્તા શ્રુતિ સાર છો શેષશાયી શઠધ્વંસ.૩૯
શૌર્યવાન શમયમ શ્રમણ ષટગુણી સુધાનિધાન

સતચિત આનંદી સુખી સત્યવાન સોપાન. ૪૦
સમદર્શી સર્વજ્ઞને સાક્ષર સત્તાવાન;
સ્વયંભુ સહસ્ત્રાવધી સમર્થ શક્તિમાન. ૪૧
સર્વેશ્વર સાંરંગધર સામવેદ સહકાર;
સુંદરવર સાચાસગા સુભટ સાંવરો સ્વાર. ૪૨
સાધનમય સેનાપતિ સૂત્રધાર સુપ્રસાદ.
સુરેશ સૂત્રાત્મા સખા સરલ સુધાકર વાદ. ૪૩
સચરાચર સાંત્વનામયી સમતોલક શ્રેયાન;
સત્સંગી સ્હાયક સ્રજક સંપતિ સાત્વિકસાન૪૪
સંત સાથ શ્રીજીહરિ હરજીવન હૃષિકેશ;
હિરણ્યગર્ભ સ્મિત હાસ્યમય ક્ષીરસાગરીદેશ૪૫
ક્ષેત્રપાલ ક્ષેત્રજ્ઞને જ્ઞાનગમ્ય જ્ઞાનેશ;
એકજ જગ કિરતાર છો શોધક શકુન ધ્રુવેશ.૪૬
પૂજ્યપાદ આચાર્યશ્રી ભાષ્યકાર કુલવાન;
ઉપદેશક ગોસ્વામિછો ગીતાગમ શ્રીગાન. ૪૭
સ્વસ્તિશ્રી સમ્રાટ લો સ્વાગત સેવા આમ;
હામ द्वारिका नाथ દો दामोदर शिवराम. ૪૮

શાંતિઃ શાંતિઃ શાંતિઃ

